તા૦ ૨૩ મી જાનેવારી
રોજ ૨૨ માહ ૫ (કદ) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—ફરામજી પેશતનજી મામા[1]—ઉમર વર્ષ ૧૦) શેઠ પેશતનજી મેહેરવાનજી હોમજીના વડા દીકરા. એવણ શેઠો બરજોરજી તથા જહાંગીરજી અરદેશર દાદીના મામા હોવાથી સર્વેમા "ફરાજી મામા" ને નામે ઓળખાતા હતા. પ્રથમમા એવણ પોતાના મામા શેઠ દાદીભાઈ નોશરવાનજીની પેઢીપર હતા, અને તેમના મરણ બાદ મલબાર કોસ્ટ તથા મસ્કત બાજુએથી જુદી જુદી જાતના કરીયાણા મંગાવી તેનો વ્યાપાર શા૦ ભગવાન દેવરાજની સાથે કરતા હતા. તે પછી ચીનનો વ્યાપાર પણ કરવા માંડયો હતો.

---

તા૦ ૨૫ મી જાનેવારી

આજ દીને મરહુમ શેઠ ફરામજી પેશતનજી મામાના ઉઠમણામા તેમના દીકરાઓએ રૂ૧૦૦૦) ધર્મ ખાતે આપવાની તંદરોસ્તી પઢાવી હતી તેમા રૂ૫૦૦) કદમી પાહેબારના ફંડમાં, તથા રૂ૫૦૦) આંધળા પાંગળા તથા નાચાર જરથોસ્તીઓની પરવરસી કરવાના ફંડમા ભર્યા હતા.[2]

---

તા૦ ૧૦ મી ફેબરવારી

આજ દીને મુંબઈના આગેવાન દેશી ગ્રહસ્થોનું એક ડેપ્યુટેશન અતરેની કૌનસીલના એક અધિકારી હાનરેબલ અલેકઝાનડર બેલ, કે જે છેલ્લા ત્રિસ વર્ષ સુધી મુંબઈ ખાતે હતો, તેને પોતાને વતન સિધાવતી વેળાએ એક માન - પત્ર આપવાને માટે તેના રેહવાના મકાનમા ગયું હતું. શેઠ હોરમસજી બહમનજી વાડીઆએ તેઓની ત્યાં ભેગા થવાની મકસદ ટુંકમા કહી સમજાવી, અને મી૦ વારડનને માનપત્ર વાંચી સંભળાવવાને અરજ કીધી. આ માનપત્રમા મી૦ બેલને જણાવ્યું હતું કે તેઓની તરફથી ઇંગલાંડમા મીશીઅરસ બેકેટ, કારકુઅર, મોફરડની કંપની તેમને ૮૦૦) ગીનીની કીમતની એક "સીલ-ઑફ-પ્લેટ" ભેટ આપશે તે તેણે મેહેરબાની કરી દેશીઓ તરફના માન દાખલ કબુલ રાખવી. આ માનપત્ર પર ૬ હિંદુ, ૩ મુસલમાન, અને નીચલા ૧૮ પારસીઓની સહીઓ હતી —[3]

શેઠો હોરમસજી બહમનજી વાડીઆ, નવરોજજી જમશેદજી વાડીઆ, બરજોરજી અરદેશર દાદી, જહાંગીરજી અરદેશર દાદી, ફરામજી કાવસજી બનાજી, જમશેદજી જીજીભાઈ, જહાંગીરજી નશરવાનજી વાડીઆ, નવરોજજી નશરવાનજી વાડીઆ, ધીમજી કાવસજી બનાજી, ફરામજી કાવસજી પટેલ, હોરમસજી દોરાબજી લશકરી, બરજોરજી કાવસજી બનાજી, દાદાભાઈ પેશતનજી વાડીઆ, નવરોજજી કાવસજી નાળીએરવાળા.

---

તા૦ ૧૮ મી ફેબરવારી.

આજ દીને શેઠ હોરમસજી બહમનજી વાડીઆના છોકરાઓના લગન[4] હોવાથી તેની ખુશાલીમા એવોના ઘર આગળ મુંબઈના સઘળી જાતના દેશીઓની એક મોટી હક શાહજનમા મળીહતી, તેમજ અતરેના ગવરનર હાનરેબલ માઉન્ટ સ્ટુઅરટ એલફીનસટન, તથા તેનો રેસાલો અને બીજા આસરે ૨૦૦ ઇંગ્રેજ અમલદારો તથા વ્યાપારીઓ પણ શાહજનમા ભીરાજયા હતા. છોકરાઓના આશીરવાદ ભણવાની ક્રિઆ નામદાર ગવરનરે જોયા પછી તે ચોડાકવાર નાચના દીવાનખાનામા બીરાજી વદાય થયો હતો. એ પછી લગનનું સરઘસ કાઢવામા આવ્યું હતું કે જે જોવાને આખા કોટનું લોક તુટી પડયું હતું.

આ વેળાએ શેઠ હોરમસજીએ આપણા લોકોમા લગનની રીતભાત તથા પેહેરામણીના જે બેહદ ખરચો થતા હતા, તેમા પોતાને ઘેરથી સુધારાની પેહેલ કાઢી હતી, અને નવસારીના ચાલ પ્રમાણે ૩ વાસણ, ૬ રૂપીઆ, અને ૧ સાડી રૂ૨૫) ની કીતમા આપી તથા અપાવી હતી.[5]

---

[1] એવણના બાવા શેઠ પેશતનજી મેહેરવાનજી હોમજી પોતાના પિત્રાઈ શેઠ દાદીભાઈ નોશરવાનજીની સાહેતા હેઠલ મલબાર કોસ્તાઓ તરફથી જુદી જુદી જાતના કરીયાણા મંગાવી તેનો વ્યાપાર કરતા હતા. તેમના બાવા શેઠ મેહેરવાનજી હોમજી સાધારણ રીતે "મેહેલી હોમજી" ના નામથી ઓળખાતા હતા. તેવણ પોતાના ભાઈ શેઠ નશરવાનજી હોમજી (નશરવી હોમજી) સાથે વાહણોના નોલની દલાલી કરતા હતા. તે વેળાની મુંબઈની પારસી પંચાતના તેવણ એક અગ્રાસર હતા ઈ૦ સ૦ ૧૭૫૭ મા મુંબઈના ગવરનર રીચરડ બુશીઅરે એવણ તથા પરભુ ગભાજી પુતલાજીને તેઓએ સરકારની કાંઈ ચોકસ નોકરીઓ બજાવાથી પરેલ તરફ "મોનોથો" નામની જગાપર ત્રણ જમીનના ટુકડાઓ જાગીર તરીકે વંશપરપરા ભેટ આપ્યા હતા. મુંબઈના કોટમા કીંગ બરાખની પછવાડે "મેહેરવાનજી હોરમજજી સ્ત્રીટ" ને નામે જે મોહલ્લો હાલ ઓળખાયછે તે એવણના નામ ઉપરથીછે, કેમકે ત્યાં એવણ તથા એવણના વારેસો ઘણી મુદત સુધી રહેલા હતા.

[2] મુંબઈના સમાચાર, તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૨૨

[3] બામ્બે કુરીઅર, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૨૩

[4] આ લગન શેઠ હોરમજજીના નાંધના દીકરા શેઠ અરદેસરના ભાઈ પીરોજભાઈ તે શેઠ અરદેસર રતનજી વાડીઆની બેટી સાથે, તથા એવણની (શેઠ હોરમંજજીની) નાંધલી દીકરી બાઈ ખરશેદબાઈના શેઠ મનચેરજી પેશતનજી વાડીઆ સાથે થયા હતા.

[5] મુંબઈના સમાચાર, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૨૩

તા૦ ૬ ઠી માર્ચ.

રોજ ૪ માહ ૬ (શ૦) ૧૧૯૨ યજદજરદી.

આજ દીને નવસારી મધે શેઠ હોરમજજી મનચેરજી ભાભા, કેરાવાળાએ ૧૯૫ પાયીનુ એક હોજખમુ બંધાવી પરકાયુ હતુ. તેના જશનની ક્રિઆમા જરથોશ્તીઓનો એક મોટો મેળાવડો થયો હતો, જેમાં ૩૦૦૦ નવસારીના અને ૭૦૦૦ બાહેરના લોકો આવ્યા હતા. જશનની ક્રિઆ પુરી થયા બાદ શેઠ હોરમજજીએ નવસારીમા ૮૦) વીઘા જમીનનો એક વજીફો કે જે તેવણે વેચાતો લીધો હતો તે ત્યાંના વડા દસ્તૂર કેમતમજી નવરોજજી મેહરજીરાણાને ભેટ આપ્યો હતો. એ બાદ સર્વે લોક નેઆતનુ જમન ત્રણી વખ્તે થયા હતા, અને આખો દિવસ નવસારીમા લોકોએ ખુશીખુરમીથી ગુજર્યો હતો

એ હોજખમું પરકાયાની બે માસ આગમજ બાહેર દેશાવરો આવેથી બેશુમાર પારસીઓ, હિંદુઓ, તથા મુસલમાનો વગેરે જોવાને આવ જાવ કર્યા કરતા હતા. જેઓમા વરીઆવવાળો સીતારામ બાપુ, સચીનવાળો નવાબ બાપુ તથા નવસારીવાળો અમીન જમાદાર, બાપુજી મુખી, તેમજ બીજા ગામગામડાના દેસાઇઓ, મોટી સવારીઓ લઈ આવ્યા હતા. એ હોજખમુ પરકાવવા માટે શેઠ હોરમજજી ભાભા જેવારે મુબઈથી નવસારી આવ્યા, ત્યારે તેમને એસ્તેકબાલ લેવાને દેશાઈજી, દસ્તૂરજી, તથા સર્વે અંજુમન દશ બાર કોશ લગણ ગયુ હતુ, અને ઢોલ તાશા સુરણા ઘણીજ ધામધુમ તથા આદરભાવથી તેમને શેહેરમા લાવ્યા હતા.[૨]

તા૦ ૧૭ મી માર્ચ.

રોજ ૧૫ માહ ૭ (શ૦) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—બહમનજી હોરમજજી ડોસાભાઈ[૨]—ઉમર વર્ષ ૬૫) શેઠ હોરમજજી ડોસાભાઈના બીજા દીકરા. એવણ પ્રથમમા પોતાના મામા શેઠ નાનાભાઈ બહમનજી જીવાના હાથ હેઠળ વ્યાપારનાં કામમા પડેલા હતા. ત્યાર બાદ શેઠ અરદેશર દાદીભાઈની મારફતે તેમની આડતમાં આવતા વીલાયતી વાહણોના દુબાશનું કામ કરતા હતા. ઈ૦ સ૦ ૧૮૧૦ મા શેઠ અરદેશરના મરણ પછી એવો પોતાનો એકલાહેથે વ્યાપાર કરતા હતા. એવણ પોતાના એક દોસ્તની સાથે વાડીથી જમીને રાતના ૧૦ કલાકને અમલે ઘોડાની ગાડીમા બેસી આવતા હતા, તેવામા મેદાનમાં દારૂનાં કર આગળ અચાનક ગાડી ઉપરથી પડી ગયા, અને ત્યાંથી ઘર લાવે તેટલામા એમનું મરણ નીપજ્યું હતું.[૩]

તા૦ ૨૬ મી માર્ચ.

રોજ ૨૪ માહ ૬ (શ૦) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—બેહરામજી નાનાભાઈ દાવર—ઉમર વર્ષ ૯૮) દાવર નાનાભાઈ બેહરામજી બનાજીના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૭૮૮ મા પોતાના બાપનાં મરણબાદ તેમની "બનાજી લીમજી" ના નામથી ચાલતી પેહડીના પોતાના ભાઈઓ તથા પિત્રાઈઓ સાથે ભાગ્યા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૭૯૩ મા ભાગ્યાઓમાં વાંધો પડવાને લીધે પેહડીનુ કામ ઈનસાફની અદાલતે ચડ્યાથી એવણ પોતાને હીસાબે ચીન ખાતેનો મોટો વ્યાપાર ચલાવતા હતા. આ માટે એવણે "કારટીયર" નામે પોતાના બાપની પેહડીનુ વાહણ પોતાનાં નામપર પાડી રાખ્યુ હતુ. એવણને પેટે કોઈ નર વારસ નહિ હોવાથી પોતાનો સઘળો વહીવટ પોતાની એકપુત્રી દીકરીના દીકરા શેઠ હોરમજજી દોરાબજી પટેલને હવાલે કરી ગયા હતા.

તા૦ ૧૮ મી આપરેલ.-

રોજ ૧૭ માહ ૮ (શ૦) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—અરદેશર દાદાભાઈ શાહેર[૪]—ઉમર વર્ષ ૬૫) શેઠ દાદાભાઈ કાવસજી શાહેરના વડા દીકરા. એવણ પોતાના બાપની ધ ગ્રેટ બજારમાંની વીલાયતી સામાનની મોટી દુકાનનો વહીવટ ચલાવતા હતા, અને બાપની હૈયાતીમાંજ મરણ પામ્યા હતા. એવણના પુનને માટે એમના બાવાએ ઈ૦ સ૦ ૧૮૨૯ મા સુરતની પાસેના ભાઠાં ગામમા એક મોટો બે ડોલ કરી તેવડો કુવો ત્યાંની રૈયતને બંધાવી આપ્યો હતો.

---

[૧] મુંબઈના સમાચાર, તા૦ ૧૭ મી માર્ચ ૧૮૨૩. આ હોજખાની સામેની એવણેજ બંધાવેલી અગારી ઉપર નીચે પ્રમાણેની તખ્તી કોતરેલી છે —

"સવંત ૧૮૭૯ ના વરખે ચઈત્ર સુદ ૨ વાર બુધ
"રોજ ૩ અરદીબેહસ્ત માહ ૭ મેહેર સને ૧૧૯૨ નૌરૂ
"જદજરદી. નેકનામ બેહદીન શેઠ હોરમજજી મનો-
"ચેરજી ઉપરથે બેહરામે શ્રી પાક હોજખમુ તથા અગારી
"બધાવ્યું છે. મુબઈનામેના ;."

એ તખ્તીમા જણાવેલા દિવસે આપણે આગળ સફે ૧૫૩ મે જોયા મુજબ એ હોજખાનો તાસો પુરાયો હતો.

[૨] શેઠ હોરમજજી, નાનાભાઈ (નાથાશેઠ) તથા ડોસાભાઈ બહમનજી ડોસાભાઈના બાવા. એવણના બાવા શેઠ હોરમજજી ડોસાભાઈ તથા તેમના ભાઈ શેઠ ભીકાજી ડોસાભાઈ અગરે આગલા વખતના નામીતા વ્યાપારીઓ ગણાતા હતા. તેમના બાપ ડોસાભાઈ મનચેરજી સુરતથી ઈ૦ સ૦ ૧૭૪૦ ને આસરે અતરે આવ્યા હતા, અને તે વેળાની મુંબઈની પારસી વસ્તીના એક આગેવાન હતા.

[૩] મુંબઈના સમાચાર, તા૦ ૨૪ મી માર્ચ ૧૮૨૩.

[૪] શેઠ શેરાબજી તથા નસરવાનજી કાવસજી શાહેરના બપાવા.

તા૦ ૪ થી મેએ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—શાપુરજી કાવસજી શોભેદાર[1]—ઉમર વર્ષ ૫૮) શેઠ કાવસજી લીમજી શોભેદારના દીકરા. એવણ પોતાના બાપના મરણ પછી તેમની જગાપર અતરેની માડવી (ઈમાને કસટમ) ખાતામા શોભેદાર (ઈનિસપેકટર) ના ઓધ્ધા ઉપર પોતાના મરણ લગણ હતા. એ ઓધ્ધો એવણે સતાવાળાઓની તથા વ્યાપારી મંડળની મનપસંદ સારી રીતે બજાવ્યાથી વારવાર સરકાર તરફથી શાબાસી પણ મેળવી હતી.

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૨૦ માહ ૮ (શે૦) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—મેહરવાનજી રુસતમજી વખારીઆ[2]—ઉમર વર્ષ ૮૦) એવણ સુરતના ઈસ્ટ ઇંડીઆ કંપનીના વ્યાપાર ખાતામા ઈ૦ સ૦ ૧૭૬૯ થી કપડની તપાસ કરનાર અમલદાર[3] કરયા હતા. તે ઉપરાંત ઈ૦ સ૦ ૧૭૮૭ થી કંપનીની કોઠીમા દલાલી તથા નાણાની વીરપાર પણ કરવા લાગા હતા. પોતાના મરણની બાર વર્ષ આગમજ એવણે પેનશન લેઈ લીધુ હતુ. સુરતની પારસી પંચાતના એવણ એક મુખ્ય અકાબર હતા, તથા પંચાતને લગતા વજીફાઓ અને ધર્મના કામોની જાગીરોના ખત પત્રો સુરતની પંચાતે એવણને હસ્તક સોપેલા હતા.

તા૦ ૨૬ મી મેએ.

આજે અઠવાડીઆમા મુંબઈ મધે શેઠ હીરજી નવરોજજી હીરામાણેક (નાહેર) ને ત્યાં તેમના એક દીકરાના લગન હતા, તે દીને સવારના કલાક ૮ ને અમલે આશીરવાદ ભણાવી લગનની ક્રિઆ પુરી કીધી હતી. મુંબઈ મધે પારસીઓમા પેહલવેહલા સવારના લગન આજે થયા હતા.[4]

તા૦ ૨૭ મી મેએ.

રોજ ૨૬ માહ ૮ (શે૦) ૧૧૯૨ યજદજરદી.

આજ દીને બાઈ રતનબાઈ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી વાડીઆના વીધવાના ઉકમણામા તેમના દીકરાઓ શેઠો જાંગીરજી તથા નવરોજજી નશરવાનજી વાડીઆએ રૂ(૦૦) પંચાતનાં ધર્મખાતામાં આપ્યા હતા.[5]

તા૦ ૨૮ મી મેએ.

રોજ ૨૭ માહ ૮ (શે૦) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—પથકી દોરાબજી ફરામજી[6]—ઉમર વર્ષ ૭૫) એવણ મુંબઈમાના ઘણાખરા જાણીતા પારસીઓને

૧ એવણના બાવા શેઠ કાવસજી લીમજી શોભેદાર પણ મુંબઈના માડવી ખાતામા ઘણી લાંબી મુદત સુધી શોભેદારના ઓધ્ધા ઉપર હતા, અને અતરેના સઘળા વ્યાપારીઓ તથા પારસીઓમા સારીપેઠે જાણીતા હતા. મુંબઈના કોટમા "કાવસજી શોભેદાર લેન" ને નામે જે મોહલો જણાયલોછે તે એવણના નામ ઉપરથીછે

૨ એવણના બાવા શેઠ રૂસતમજી જમશેદજી સુરતના એક મોટા વ્યાપારી હતા, અને તે ઉપરથી તેમને નવાબની દરબારમાં તથા ઇંગ્રેજી કોઠીમા પણ વગ વશીલો હતો. સુરતની જરથોસ્તી કોમમા પણ તેવણ એક આગેવાન અકાબર હતા તેમના બાવા જમશેદજી છીબરાજી તથા વડવાઓ છીબરાજી રતનજી અને રતનજી પદમજી પણ સુરતના જાણીતા રેહવાસીઓ હતા

૩ Examiner of Piece Goods in the Commercial Residents Department at Sura.

૪ આજે અસાધારણ બનાવ વિષે તે વેળાના સમાચારમા તેના અધીપતી મોબેદ ફરદુનજી મરજબાનજી ખુશાલી બતાવી લખેછે કે:—

"પારશી લોકો શ્રી ઈરાન દેશથી શ્રી હીનદોશતાન આવેઆ પછે એ લોકોમો કેવોબી એક ચાલ પડેઓ હતો જે છોકરાના લગન કરે તેહવારે એક લગન આજે સાંજના શરાવે તો બીજુ લગન તેહને બીજે દને પાછલી રાતના શરાવે પછે પછવાડેથી એ ચાલ લોકોને ભારી પડેઓ તેહવારે થાકીને ડાહેઆ લોકોએ એહવો ચાલ કાહાડેઓ જે બીજુ લગનની તેજ દીને પાછલી રાતના શરાવે અને એ ચાલ હજુસુધી ચાલેઓ જાએછે પણ હમણે થોડાએક વરસ થએઆ શ્રી મુમબઈ મધે એક પારશી નામે હીરજી નવરોજી હીરામાણેકના કરીનેછે તે માણસ ઘણું ડાહીલો અને શેઆણુ છે તેણે પોતાને ઘેરથી હેવો ચાલ કાહાડેઓ જે પાછલા પોહોરના ૪ કલાકને અમલે એકજવાર લગન શરાવેઆ અને પાછલી રાતના લગન શરાવાની મેહનત કાહડી નાખી, પછે થોડા લોકો તેહને જોઈને એજ રીતે પાછલા પોહોરના એકજવાર આશરવાદ શરાવા લાગા અને વળી એજ પારશી હીરાજીએ આજે અઠવાડીઆમો પોતાના છોકરાના લગન હતા તે શહવારના કલાક ૮ ને અમલે એકજવાર લગન શરાવી નચીંત થાઈને પોતાને વનધે લાગો, અને હેવો રીતનો વેહવા કીધો જે ન પઈશો ખરચવો પડેઓ ન મેહનત કરવી પડી, અને નહી કોઈની ખુશામત કરવી પડી. નહી ઢોલ વજડાવેઆ અને નહી ગીત ગવડાવેઆ શહવારમો જે કામ પોતાનુ કરવું હતુ તેહતુરત કરીને ખુષીથી નચીંત થાએઓ હેવો સુણગારો કર નીકલેએ તે શાબાશીને ડાહેઆ અને શેઆણા પારશી લોકો હતા તે ખુશી થાએઆ."

૫ મુંબઈના સમાચાર, તા૦ ૧૨ મી આપરેલ ૧૮૨૪ (સંવત ૧૮૮૦ ના કારતકથી તે શરાવણ સુધીનો પંચાતનો છપાયલો હીસાબ)

૬ એવણ આગલા વખતની પંચાતના અકાબર મરહુમ આ૦ કાવસજી બચાજીના વિવાઈ હતા.

ત્યાના પંચકી હતા, તથા તે વેળાની મુંબઈની પારસી પંચાતના ઘણા અમનથીજ એક અકાબર ઠરેલા હતા. કેહકે કે આગલા વખતની મુંબઈની પારસી પંચાતને લગતી ઘણીક ખબરો તથા જુના બંદોબસ્તો શેઠ ખરશેદજી માણેકજી શરાફને એવણે લખાવ્યા હતા.

---

તા૦ ૨૯ મી મેએ.

સુરતવાલા મોદી ખુરશેદજી ડાયાભાઈ કે જેઓ ફેરફક થયું મુંબઈ આવેલા હતા, તેમને આજરોજે પોતાને વતન પાછા સીધારતી વેળાએ અંતરેની પારસી પંચાતના અકાબરોએ શેઠ હોરમસજી બહમનજી વાડીઆના ઘરમા મોટા આદર સાથે બોલાવી મુંબઈની શમસત અંજુમનની તરફથી એક ચાલજોડો ભેટ કીધો હતો. તે પછી કેટલાક મોટા સાહેબો તેમને માન સાથે રવાને કરવા ગયા હતા.[1]

---

તા૦ ૬ મી જુન.

સુરત મધે મરહુમ શેઠ દાદાભાઈ નશરવાનજી મોદીની નશલે તે તેમના વીધવા બાઈ જાઈજીએ પોતાના ભાઈ શેઠ હોરમસજી બહમનજી વાડીઆની મારફતે જે આતશબેહેરામ પધરાવવાનું કામ શરૂ કીધું હતું તેને માટે વીજલીના આતશની જરૂર હોવાથી શેઠ હોરમસજીએ કલકત્તા ખાતે પોતાના આડતીઆ શેઠ નશરવાનજી શોરાબજી ઉમરીગરને લખ્યું હતું જે હર તદબીરથી તે આતશ લઈને મુંબઈ મોકલે. આ ઉપરથી શેઠ નશરવાનજીએ કલકત્તાના પોતાના જરથોસ્તી દોસ્તોની સાથે મળી તે આતશ કેવી રીતે મેલવ્યો અને કેમ મુંબઈ મોકલ્યો તે બાબતનું એક પત્ર તા૦ ૧૫ મી મેએ ૧૮૨૩ ની તારીખનું કલકત્તેથી ૭ આગેવાન જરથોસ્તીઓની સહી સાથનું લખી "મુંબઈના સમાચાર" ના અધીપતી ઉપર મોકલ્યું હતું, અને તે આજના સમાચારમા સદરહુ છપાયું હતું. જેમા તેઓ લખે છે કે,

"શ્રી કલકત્તા મધે પેલે પાર પારસી રૂસ્તમજી કાવસજી બનાજીનાની એક જગો છે તાહા રૂડું દખમાનો ફીગરૂ છે તે જગો ઉપર એ ધણીએ પોતાની ખુશીને વાસ્તે એક બગીચો તથા ઘર બનાવેલું છે. તાહા હમેશા હર આતવારને દીને પોતાના દોસ્તોને લઈને જવાનો ચાલ ગએલો છે તે ચાલ પરમાણે રોજ ૩ જે અરદીબેહેસ્ત અને માહા ૯ મે આદર કદમી માહા ૮ મો આવા ગમી સને ૧૧૯૨ ઈઅઝદજરદી, તા૦ ૪ થી મેએ ૧૮૨૩ અંગરેજી, સંવત ૧૮૭૯ નાં ખાજે ચઈતર વદી ૯ ને રવેહને દીને પોતાના દોસ્તોને લઈને તે જગો ઉપર ગએઆ હતા. તાહા તે દીને સાંજને વખત કલાક પાંચ ને અમલે હમો નીચે સહીના કરનારાઓ નદીના કીનારા ઉપર બેઠેલા હતા તેટલામા એક તોફાની વાદળ સખ્ત આવીઉ તેમાંથી એકાએક ઉપરાઉપરી વીજલીઓ થાવા લાગી. તેટલામા પાક પરવરદેગારની બખશેશથી હમો બેઠેલા હતા તાંહાંથી કદમ ૪૦ ને આશરે કેરનાં ઝાહાડ હતાં તે ઉપર વીજલી પડી તેથી કેટલીએક કેરો બળી ગઈ તેટલામા એક માળીએ આવીને ખબર આપી જે કેરનાં ઝાહાડ ઉપર વીજલી પડીછે તે સાંભળતાંજ હમો સરવે દોડીને બગીચામા જઈને જે કેર ઉપર વીજલી પડી હતી તે મધેથી એક સુકી ડાહાલ બળતી હતી તે ડાહાલને પારસી નશરવાનજી શોહોરાબજીએ પોતાને હાથે ભાંગીને તેહનો આતશ તાસકથી ઘર મધે લાવીને સુખડ તથા રૂ તથા લાકડા મુકીને ઘણીએક ચોકસાઈથી આતશ રોશન કીધો. પછે તેજ વેળાએ હમો સરવેનાઓ મળીને નીઆએશ કીધી. પછે સારી રાત તે આતશ રોશન રાખેઓ અને હમોએ ઘણીએક તપાસ કરેઆ કીધી પછે બામદાદને વખત એ આતશને લઈને આએ પાર આવીને પારસી નશરવાનજી શોહોરાબજીના ઘરમા એક જગો આતશ રાખવાની મુકરર કીધીછે તાહા તે આતશને મુકેઓ છે અને તે જગો ઉપર હમેશ શ્રી કલકત્તાનાં રેહવાસી બધી માજદીઅસની દીનના લોકો હરરોજ બંદગી તથા નીઆએશ કરવા સારૂં આવેછે....... ......
અને એ આતશ સારૂં એક ખુબધાણું બનાવીને તે મધે મુકીને ઘણીએક ચોકસાઈથી વાહાણ ૧ નામે મુંબઈ કપતાન પારકરવાલાં મધે હમો સરવેનાઓ સાથે જઈને ચડાવી આએઆ છઈએ. અને એ આતશની ખીદમતમા ૨) બેહેદીનોને આપાછે જે ઘણીજ તજવીજથી એ આતશને સદા રોશનનો રોશન રાખીને લઈ જાએ ........"

આ પત્ર ઉપર નીચલા જરથોસ્તીઓની સહીઓ હતી,

નશરવાનજી શોરાબજી ઉમરીગર, રૂસ્તમજી કાવસજી બનાજી, દોરાબજી મેહરવાનજી બંગાળી, નશરવાનજી જમશેદજી, બહમનજી રતનજી, મેહરવાનજી ભીમજી બાબ ખાંભીમોરીઆ.[2]

---

તા૦ ૧૨ મી જુન.

આજ દીને મુસલમાનોની ઈદનો તેહવાર હોવાથી સુરત ખાતે ત્યાના નવાબ સાહેબ મીર અફજલોદીનખાન કમરેદીલીઉદ હશમતજંગ બાહાદુરને ખાંનસાહેબ શીરોજ્જાહ ધનજીશાહે તેની મુબારકબાદીમા પોતાને મકાને બોલાવ્યા હતા. ત્યાં ઘણી ધામધુમ સાથે નવાબ સાહેબ બેઠકમાં આવી બીરાજ્યા, અને શેઠ ધીરાજશાહને તસીઓ

---

[1] મુંબઈના સમાચાર, તા૦ ૨ જી જુન ૧૮૨૩

[2] મુંબઈના સમાચાર, તા૦ ૯ મી જુન ૧૮૨૩

બક્ષીશ કીધો, જેથી મીજલસમા સર્વેને ઘણો હરખ ઉપજ્યો, શબબ આજસુધી નવાબ સાહેબ તરફથી કોઇને તકીઓ બક્ષીશ થયો હતો નહિ.[1]

તા० ૧૪ મી જુન.

રોજ ૧૪ માહ ૧૦ (કદ૦) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—ફરામજી મનચેરજી કામાજી[2]—ઉમર વર્ષ ૪૩) શેઠ મનચેરજી કામાજીના વડા દીકરા. એવણે ઈ० સ० ૧૮૦૦ ની આગમજ ચીન ખાતે પોતાના પિત્રાઈ શેઠ હોરમસજી બેહરામજી કામાના હાથ હેઠળ બેવાર સફરો કીધી હતી. તે પછી મુંબઈ આવી ચીનનો બ્યાપાર તથા આડતનું કામ મોહટા પાયા ઉપર ચલાવવા માંડ્યું હતું. એઓનો વ્યાપાર મુખ્ય કરી અફીણ, બીલોરકામ, વીનાયતી કપડ, અફીણ તથા બીજા પરચુરણ સામાનનો હતો, અને તેમા મોટી પૂંજી મેળવી હતી. એ પછી એવણે પોતાના બંને ભાઇઓ શેઠ હોરમસજી તથા નશરવાનજીને પોતાની સાથે શામેલ કરી પ્રથમમા "ફરામજી તથા નશરવાનજી મનચેરજી કામા" અને તે પછી "નશરવાનજી તથા ફરામજી કામા" ને નામે પેહડી ચાલુ કીધી હતી.

તા० ૧૪ મી જુન.

સ્કોટનડ દેશનાં ગરીબોનાં બાળકોને કેળવણી આપવા માટે ઉભી થયલી મંડળીના ફંડને માટે મુંબઈમા નામદાર ગવરનર હાનરેબલ માઉનટ સ્ટુઅરટ એલફીનસટનને આગેવાની કરી એક ટીપ ઉભી કીધી હતી, જેમા નીચલા પારસીઓએબી રકમ ભરી હતી.[3]

શેઠ હોરમસજી બહમનજી વાડીઆ . ૫ ગીની.
શેઠ લીમજી કાવસજી બનાજી. . . . ૫ ગીની

તા० ૧ લી જુલાઈ.

આજ દીને મજગાંમ મધે "બેલવીડરની ટેકડી" નીહોન ઉકરજી નામના એક પારસી તાડીના પીઠાવાળાનુ કોઇએ ખુન કીધું હતુ. મરનારની પાસે થોડાક પૈસા હતા તે લુટવાને અર્થે કોઈ ચંડાળે એ કરમ કીધેલું હશે એવુ ધારવામા આવતું હતુ. તેની છાતી ઉપર એક મોટો પથ્થર મેલેલો તથા ગળામા ફાસો નાખેલો હતો પોલીસે તે ખુન કરનાર ચંડાળને પકડી આપનારને રૂ૩૦૦) નું ઇનામ છપાવ્યું હતુ.[4]

તા० ૯ મી આગસ્ટ.

રોજ ૧૦ માહ ૧૧ (શે०) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—ફરામજી જીજીભાઈ મલાબેલાલા—મપરાજના એક જાણીતા બ્યાપારી. એવણ મંનરાજ ખાતે રહી ત્યા મનબાર કોસતા સાથનો મોટો બ્યાપાર ચલાવતા હતા, અને મરણ પણ ત્યાજ પામ્યા હતા.

તા० ૧૯ મી સપટેમબર.

રોજ ૨૧ માહ ૧૨ (શે०) ૧૧૯૨ યજદજરદી.

**મરણ**—રૂસતમજી જીજીભાઈ વાછા—ઉમર વર્ષ ૪૫) મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટના ભાઈ એવણ પોતાના જન્મ ગામ નવસારીથી અતરે આવી પોતાના નાહના ભાઈ શેઠ જમશેદજીની તરફથી કલકતા ખાતે બ્યાપારને માટે ગયા હતા, અને મુંબઈ તરફ પાછા ફરતા ત્યાની ખાડીમાં વાહણ ભાગવાથી ડુબી ગયા હતા. એવણને પેટે કોઈ નર વારસ નહિ હોવાથી એમની ઓલાદ ખતમ થઇ હતી.[5]

તા० ૨૦ મી સપટેમબર.

રોજ ૨૨ માહ ૧૨ (શે०) ૧૧૯૨ યજદજરદી.

આજ દીને સુરત મધે રૂસ્તમપરામે દસ્તૂરજી વાછા મોહલામા ઉમરેવાના પટેલ મેહરજીભાઈ તથા નાનપરા વાળા શેઠ રતનજી છીબગાજીએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.[6]

તા० ૧૫ મી અકટોબર.

આજ દીને શમસત પારસીની પંચાત શેઠ હોરમસજી વાડીઆના ઘરમા મળી હતી તે વેળાએ ફેટવુ કરેરથતા મુજબનું કામ કીધા બાદ પંચાતના બે અધિકારીઓ શેઠ નવરોજજી મેહરજી અને પથકી દેરાબજી ફરામજીનાં મરણથી ખાલી પડેલી બે જગાઓપર શેઠ

[1] મુંબઈના શમાચાર, તા० ૨૩ મી જુન ૧૮૨૯

[2] શેઠો મનચેરજી, પેશતનજી, બહમનજી, તથા ડોશાભાઈ ફરામજી કામાજીના બાવા

[3] બોમ્બે કુરીઅર, તા० ૧૪ મી જુન ૧૮૨૯

[4] બોમ્બે કુરીઅર, તા० ૫ મી જુલાઇ ૧૮૨૯

[5] મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટ પોતાના એ ભાઇના પાલક થવાથી, જરથોસ્તી દીન આઇનને લગતી ક્રિઆઓમા એ મરહુમ બારોનેટ સાહેબનુ નામ એવણની સાથે (જમશેદજી બી० રૂસતમજી) લેવામા આવેછે

[6] એ દરેમેહર અસલમાં પાલણજી હોમાજી શેઠ નામના બેહદીને બંધાવેલી હતી, પણ તે ઈ० સ० ૧૮૨૨ ની મોટી આગમા બળી જવાથી પાછી નવેસરથી ઉપલા બંધે ગ્રહસ્થોએ બંધાવી હતી. વળી એ પણ જુની થઈ પડી ભાંગવાથી પાછલથી મુંબઈવાળા શેઠ પેશતનજી નશરવાનજી બાટલીવાળાએ તે ફરી નવેસરથી બંધાવી આપી હતી

જમશેદજી જીજીભાઈ અને આ૦ હોરમજજી દોરાબજી લશકરીને નેમ્યા હતા.[1]

તા૦ ૧૮ મી અકટોબર.

આજ દીને મુંબઈની શમસત પંચાત શેઠ દાદીભાઈ નોશરવાનજીનાં આતશબેહરામમાં મળી હતી, જે વેળાએ આપણા લોકોમાં મરણ તથા લગનને લગતા કેટલાક બંદોબસ્તો કરવામા આવ્યા હતા, કે જેની મતલબ નીચે પ્રમાણેની હતી:—

## મરણના બંદોબસ્તો.

કોઈની મોબેદ તેડાં વગર હરકોઈની રવાનની ક્રિયાની મજલેશમાં આશીરવાદ લેવાને જવું નહિ, તથા કોઈની બેહદીને પોતે બોલાવ્યા હોય તે ઉપરાંત બીજા અસતાદ મોબેદોને આશીરવાદ આપવી નહિ. રવાનનાં ચેહારૂમ, દશમાં, માસીસો, વરસી અને દર વરસની બાજો ઉપર ભાણાં, મીઠાઈના ખુમચા, તથા વાસણ કુસણો એકબેકને ઘેર મોકલવાં નહિ. કોઈ નાબરું વહમાન થાય ત્યારે એક દિવસ, વર્ષ દાહડાથી તે સાત વર્ષનુ રવાન થાય ત્યારે ત્રણ દિવસ, અને સાત વર્ષથી વધારે ઉમરનુ રવાન થાય ત્યારે દસ દિવસ સુધી ઓરતોએ ઘરમાં પાયદસ્ત રાખવું. તેથી વધારે દિવસો ગણવુ નહિ, અને ઘરમાં ગડાકુટ તથા માહતમપોસી ચલાવવી નહિ. આપણાંમા ઉઠમણાંની મજલેશમા જે કોઈ દસતૂર બેશેછે તેની પાસે બીજા દસતુરોને બેસવાને અથાગનવાર મીનાકેસો થાયછે તે સારૂં નામુનાસેબ વાસ્તે ઠેરવ્યુછે જે હવેપછી હરેક મજલેશ મધે પ્રથમ નીચેના દસતૂરો બેશે.

પેહલા દસતૂર બરજોરજી જમશેદજી નોસારીવાલા બેશે.
બીજા દસતૂર મુલ્લા ફીરોજજી કાવશજી બેશે.
ત્રીજા દસતૂર એદલજી દારાબજી સંજાણા બેશે.
ચોથે મેહરજી રાણાના ખાનદાનનો જે કોઈ વડો હોય તે બેશે

એ પ્રમાણે ચાર દસતૂરો બેઠા પછી જે કોઈ બીજા દસતૂરો તથા પંથકી મુબેદ તથા નવસારીના બેશેકે તે પ્રમાણે બેસે સહી. અને તેનાની પાસે બીજા મોબેદો હોય તે પોતાની ઉમર પ્રમાણે બેશે.

## લગનના બંદોબસ્તો.

જ્યારે કોઈ જરથોસ્તી પોતાના છોકરા છોકરીને અદરાવે ત્યારે માછલી અથવા મેવો અથવા હરકોઈ બીજી જનસ રૂ૦॥ થીતે રૂ૨) સુધીની વેહવાઈને ઘેર મોકલે. પરબો તથા તેહવારો ઉપર છોકરાને ઘેર બોલાવે ત્યારે ફક્ત એક નાળીએર તેને આપે અને જુરીઆત હોયતો રૂ૦॥ થીતે રૂ૧) સુધીની મીઠાઈ અથવા રોકડ આપે. આદરણીને દાહડે વહુને રૂ૫) થીતે રૂ ) સુધીનાં કપડા તથા જરીઆન અને જમાઈને રૂ૧ થીતે રૂ ) સુધીના વીટી તથા કપડા આપે. તે ઉપરાંત કસ્સી રીત તથા પર પેહરામણી વર્નેહવાઈને ઘેરવાલાઓને કરે નહિ. લગન મધે જે કોઈ ધણી નાતનું જમન કરે તે ગોશ વગરનુ સાદુ ખાણુ ખવાડે સહી. લગનને દાહાડે વહુને કપડાં તથા જરીઆન રૂ૫) થીતે રૂ ) સુધીનું કરે, અને જમાઈને કપડા તથા વીટી મળી રૂ૧) થીતે રૂ ) સુધીનો અરેજ આપે. છોકરીના સસરાને રૂ૧) થી તે રૂ ) સુધી પાઘડીના તથા સાસુને રૂ૧) થી તે રૂ ) સુધી સાડીના કરી આપે. લગનને દાહડે છોકરીને પદના સામાનમા ફક્ત ત્રાંબાનાં વાસણો શેર ૧૦) થી તે મન ) સુધી આપે, અને તે મધે જેટલો બની આવે તેટલો અનાજ ભરે. લગનના આશીરવાદ ઓછરના ઘેર થયા પછી એકજ વખત પાડવા. પાછલી રાતના આશીરવાદની કાંઈ જરૂર નથી.[2]

---

૧ આ નોંધ મુંબઈની આગલી પારસી પંચાતના રોજનામચા દફતર કે જે હાલમા શેઠ માણેકજી ખરશેદજી સરાફ પાસે મોજુદછે તેમા નીચે મુજબ કરેલીછે:—

"ખોદાયે પંચાતના બેસનારા પારસી નવરોજજી શેઠ તથા પટકી દોરાબશાહ રૂસ્તમજી બેહેસ્તી પઆછે તેઓને બદલે પંચાત મધે બેસવાને વાસતે પારસી જમશેદજી જીજીભાઈ તથા હોરમજજી દોરાબજીને શમસત અંજુમને પંચાત મધે બેસવાને ઠેરાવાછે"

૨ આ બંદોબસ્તો પંચાતના અધિકારીઓએ ઘડી કાઢયા હતા, અને તે શમસત અંજુમન ભેલવી બાહલ રખાવ્યા આગમજ તેના ચોપાનયાં છપાવી જરથોસ્તીઓમા વેહચ્યાં હતા, તથા તે ઉપર જેને ગમે તેને સુચનાઓ લખી મોકલવાની અરજ કીધી હતી એમા મરણના ખરચના બંદોબસ્તોની ૧૯ કલમ તથા લગનના ખરચના બંદોબસ્તોની ૨૮ કલમો ઘણી લંબાણથી તથા ખોલાસેવાર લખી હતી, પણ લગનના ખરચની ટીપમા આદરણી, વહુના કપડા તથા જરીઆણ, જમાઈનો વાગો તથા વીટી, છોકરીને પદ તથા વેહવાઈ વેહવાણની પેહરામણી શું કરવી તેનાં રૂપીઆની પાસે ખાલી જગા રાખેલી હતી, આ વિશે શેઠ માણેકજી ખરશેદજી સરાફ કેહછે કે તે રકમ બીજી સભામાં મુકરર કર્યામાં આવી હતી, પણ દલગીર છૈયે કે તે સભાની નોંધ હાથ લાગતી નથી ઊપલા બંદોબસ્તો ફરીથી ચોપાનયાંના આકારમાં ઈ૦ સ૦ ૧૮૬૦ મા શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ "દફતર આશકારા છાપાખાના" માથી "જરથોસ્તીઓનુ ભલુ ઇછનાર" ને નામે છપાવી બાહેર પાડયા હતા, તથા તેમા એક લખાણ દીબાચો શેઠ નવરોજજી ફરદુનજીએ લખ્યો હતો એવુ અમારા જાણવામા આવ્યુછે એ ઉપરાંત તા૦ ૯ મી અને ૨૨ મી ડીસેમબર ૧૮૪૪ નાં "બોમ્બે ટાઈમસ" માં શેઠ માણેકજી ખરશેદજી સરાફે Q in the corner ની સહીથી એ બંદોબસ્તોમાંનું કેટલીક ટીકા કરી હતી.

તા૦ ૧ લી નવેમબર.

ગઈ તા૦ ૧૮ મી અકટોબરે મુબઈની શમસત પચાતે મળી જે મરણ તથા લગનના ખરચના બદોબસ્તો મુકરર કીધા હતા તે ઉપરથી આજના "બાંમ્બે કુરીઅર" મા શેઠ મનચેરજી મેહેરવાનજી નવરોજજીએ ઇગ્રેજી તથા ગુજરાતી ભાષામા એક જાહેર ખબર છપાવી "પરોટેસટ" કીધો હતો કે એ બદોબસ્તો "હમુને કબુલ નથી તથા એ વાતમાં હમુને વાંધો લાગેછ—વાશતે અમે પોતે અગર હમારૂ કુટુમ એ પરમાણે ચાલશુ નહી—બીજું હમુને ઘણી ખુશાલીછે જે ઘણાએક નામીચાં પારસી લોકોના મતમાબી હમો જે રીતે ધારીએચ તે રીતે છે—અને હેવી બતલાવેલી ચાલો હમારી નેઆતના વડાઓની અશલ કીવેલી ચાલોને અણઘટતી તથા નાદરશત છે—અને નામીચા લોકોને એ ચાલ ચલાવા વાશતે અણધટારતછે—તે વાશતે હમો લોકોએ એ વાતને રદ તથા બાતલ કીધીછે "[1]

---

તા૦ ૫ મી નવેમબર.

રોજ ૩ માહા ૩ (કદ૦) ૧૧૯૩ યજદજરદી

**મરણ**—એદલજી દોરાબજી લશકરી—ઉમર વર્ષ ૫૭) શેઠ દોરાબજી ફરદુનજી લશકરીના બીજા દીકરો. એવણ પ્રથમમા પોતાના બાપના વ્યાપાર વનજના કામમા પડેના હતા, તે પછી ઈ૦ સ૦ ૧૭૯૮ મા તેમના મરણ બાદ પોતાના ભાઇ શેઠ હોરમજજીની સાથે વ્યાપાર કરતા હતા, તથા તેમની સાથેજ પ્રથમમા ઈ૦ સ૦ ૧૮૦૭ મા તથા તે પછી બીજી એકવાર ચીન પણ જઈ આવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૧૬ મા એવણ મધગાજ ખાતે શેઠ પેશતનજી બહમનજી વાડીઆની તરફથી વ્યાપારને માટે આડતીઆ તરીકે ગયા હતા, તથા ત્યા બે વર્ષ રહી કલકતા ખાતે જઈ ઈ૦ સ૦ ૧૮૧૯ મા અતરે પાછા ફર્યા હતા. એવણને પેટે કોઈ નર વારેસ નહિ હોવાથી એમના મરણ પછી એમની ઓલાદ ખતમ થઈ હતી .

---

તા૦ ૯ મી નવેમબર.

રોજ ૭ માહ ૨ (બે૦) ૧૧૯૩ યજદજરદી.

**મરણ**—કાવશજી હીરજી ટાશકર[2]—ઉમર વર્ષ ૬૦) એવણ ઈ૦ સ૦ ૧૭૮૧ થી પોતાના મરીઆઈ શેઠ પેશતનજી બહમનજી વાડીઆના મેહતા હતા, ઈ૦ સ૦ ૧૮૦૦ ના વર્ષથી એવણે પોતાને પૈસે સાત બટેલાઓ વેઆતા લઈ વ્યાપારના કામસર દેશાવરો ખાતે ફેરવતા કીધા હતા, ઈ૦ સ૦ ૧૮૧૦ થી શેઠ પેશતનજીની નોકરી છોડી એકાત જીદગી ગુજારી હતી અતરેની દેશી તેમજ ઇગ્રેજ વ્યાપારીઓમા એવણ શેઠ પેશતનજીના વગને લીવે ઘણા જાણીતા હતા.

---

તા૦ ૧૧ મી નવેમબર

રોજ ૯ માહ ૨ (બે૦) ૧૧૯૩ યજદજરદી.

**મરણ**—પેશતનજી કાવશજી નાળીએરવાલા[3]—ઉમર વર્ષ ૭૦) શેઠ કાવશજી રૂસતમજી નાળીએરવાલાના નાઘના દીકરા. એવણ પ્રથમમા કોઈ વોહોરાને ત્યા કરાનીના કામપર રહ્યા હતા. તે પછી પોતાના ભાઈ શેઠ નવરોજજી સાથે વ્યાપાર વનજના કામમા ગુતાયા હતા એવણનો વ્યાપાર બટેલા તથા ફતેહમારીઓમા માલ ભરી કોસ્તાઓ ભણી લઈ જઈ ત્યાનો માલ અતરે પાછો લાવવાનો હતો એક વેળા એવણ પોતે એક બટેલામા બેસી કોસ્તા તરફ જતા હતા તેવામા રસ્તામા તોફાન લાગાથી નજદીકના કીનારા ભણી ઉતરવાનો ઠેરાવ કરી મલબાર કોસ્તા તરફ તરાવનકોરના બદરમા માલ સાથે ઉતર્યા ત્યાના રાજાએ એવણને પોતાના દેશ સાથે બ્યાપાર ચલાવવાની પરવાનગી આપી જેથી એવણે ત્યાનુ "આલપાઈ"નુ બદર પોતાના વસવાસને માટે પસદ કરી ત્યા રહી પોતાના ભાઈ શેઠ નવરોજજીની સાથે વ્યાપાર ચલાવવા માડયો એવણનુ "શાહ બેહરામ" નામનુ એક વાહણ હતુ એ પછી એવણ મુબઈ આની મરણ પામ્યા હતા.

---

[1] એ પ્રમાણે છપાયા પછી એની ત્રિજે દીને એટલે તા૦ ૩ જી નવેમબર ૧૮૨૩ નાં મુબઇના શમાચારમા પચાત તરફથી જવાબ આપો હતો કે પચાતે જે બદોબસ્તો કીધાછે તે ગરીબ લોકોનુ સારૂ ચાહી કીધાછે, અને એ રીતે આજ વર્ષ ૧૫૦ ને આસરેથી પચાતે જે બદોબસ્તો ઠેરાવ્યાછે તે સર્વે અજુમને કબુલ રાખ્યાછે . એ બદોબસ્તોમા નરસુ લખ્યુછે તેનો દાખલો જો તમો જલદીથી નહી લખશોતો તમને અજુમનને જવાબ દેવો ઘણો ભારી પડશે તે સત જાણજો " આ ઊપરથી શેઠ મનચેરજીએ બેઉ અખબારોમે ઇગ્રેજી તથા ગુજરાતી પત્રોમા જાહેર ખબર છપાવી પોતાની દલગીરી જણાવી હતી કે તેઓએ એ બદોબસ્તો બરાબર વાચ્યા ન હતા, પણ હવે તે ધ્યાન દઈ વાચવાથી માલમ પડેછે કે તેમાની બાબદ પારસી કોમના ફાયદાને લગતીછે

[2] શેઠ કુવરજી જીવાજી ટાશકરના બપાવા

[3] એવણના બાવા શેઠ કાવશજી રૂસતમજી નાળીએરવાલા ભરૂચની પાસેના "હાસોત" ગામમાથી ઈ૦ સ૦ ૧૭૬૬ મા અતરે આવ્યા હતા, અને માહીમ તથા બીજા ગામોમાથી નાળીએર મગાવી તેનો વ્યાપાર કરતા હતા તેવણના વડા દીકરા શેઠ જમશેદજી કાવશજી નાળીએરવાલા તબીબપણાની વિદ્યા જાણતા હતા, અને અતરે વૈદનો ધધો ચલાવતા હતા

તા૦ ૧૯ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (એ૦) ૧૧૯૩ યજદજરદી.

આજ દીને સુરત મધે શઈયદપરાની ભાગળ આગળ મરહુમ શેઠ દાદાભાઈ નશરવાનજી મોદીની નઈ એતે તેમની વીધવા બાઈ જાઈજીએ પોતાના ભાઈ શેઠ હોરમજજી બહમનજી વાડીઆની મારફતે શેહનશાહી તરીકા મુજબ આતશબેહેરામ બનાવી તખ્ત નશીન કીધા હતા. ઈ૦ સ૦ ૧૮૧૦ મા મરહુમ શેઠ દાદાભાઈ મોદીના મરણથી તેમના માતાજી બાઈ નવાજબાઈએ આ આતશબેહેરામ બનાવવાનો ઈરાદો કીધો હતો, પણ તેવામા ઈ૦ સ૦ ૧૮૧૮ મા તેમના ગુજરવાથી એ કામ મજકૂર બાઈ જાઈજીએ ઉઠાવી લીધું હતું. આ પેહલા એ પવિત્ર કેબલાને બેજદો કરવા, તથા તેના જશનની મજલેસમા શામેલ થવા માટે ગામેગામથી જરથોસ્તી કોમના દસ્તુરો, મોબેદો તથા બેહદીનો મળી આશરે ૨૦૦૦૦) વીશ હજાર માણસ ભેગુ મળ્યુ હતુ. એ દીને સુરતની સદર અદાલત, તથા બીજી કચેરીઓ, કલેકટરની આફીસ, તીજોરીખાનુ, અને આતશના કામના કારીગરોના સઘળા કારખાના બંધ રખ્ખામા આવ્યા હતા. એ ક્રિયામા શામેલ થવાને મુંબઈથી શેઠ હોરમજજી વાડીઆના સાહેબજાદાઓ[1] સુરત આવ્યા હતા, અને તેઓએ શેહેરના મોટા બજારને નાકે શેઠ દીનશાહજી એદલજી ધનજી મેહતાના ઘરમા ઉતારો લીધો હતો, ત્યા સહવારના પોહોરમા સદર અદાલત, જીલ્લા અદાલત, તથા ગેરીશનની પલટણ, તેમજ કલેકટર અને સુરતના બખ્શીના સિપાહીઓ તથા ચોબદારો પોતાના વાજા તથા બેહેરખ સુધા આવીને ઉભા હતા, તેઓની સાથે એ સઘળા સાહેબો એક સવારીના આકારમાં સુરતવાળા મોદી ખુરશેદજી ડોસાભાઈના મકાન આગળ ગયા, અને ત્યાથી તેઓને પાલખીમા સવાર કરી મરહુમ નગરશ આતશબેહેરામવાળા મકાનમા ગયુ. ત્યા બંદગી કર્યા પછી જશનની ક્રિયા ૯॥ કલાકને અમલે શરૂ થઈ હતી, જે પુરી થયા બાદ પ્રથમમા સુરત શેહેરના વડા દસ્તુર (કામજી દારાબજી) ને શેઆલ તથા શરપાવ તથા ૩૫૦૦) ની કીમતનુ એક ઘેર, તથા એ આતશબેહેરામની ક્રિઆનું ઉપરીપણુ કરનાર દસ્તુર એદલજી દારાબજી સંજાણાને ૨૧૦૦૦) ની કીમતનો વજીફો તથા મોદી ખુરશેદજી ડોસાભાઈને એક શેઆલ વાડીઆજી તરફથી ઓઢાડવામા આવી હતી એ પછી સઘળા દસ્તુરોને એકકી શેઆલ તથા મોબેદોને આશોદાદ આપવામા આવી હતી. એ આતશબેહેરામના દર શાલના ખરચને માટે રૂ૧૫૦૦૦) નો એક વજીફો એનાહેદો કાઢવામા આવ્યો હતો. એ બાદ સઘળાઓ નેઆતનુ જમન જમી પોતાને મકાને સીધાર્યા હતા, અને આખો દિવસ જરથોસ્તીઓએ ખુશી ખુશહાલીમા ગુજાર્યો હતો.

વળી એજ દીનની જશનની મજલસમા સુરત મધે એક દોખમાની જરૂર હોવાથી અંજુમનના ઉપગતથી એક નવુ દોખમું બંધાવવાની તદરોસતી પચાતને નામે શેઠ બહમનજી મનચેરજી ભાવનગરીએ પઢાવી હતી, અને તેના ફંડમા પોતે રૂ૧૦૦૦૦) ભર્યા હતા, તથા શેઠ માણેકજી મેહરવાનજી વખારીઆએ ૨૭૦૦૦) તથા શેઠ ટેહેમુલજી ધનજીભાઈ એ ટીએ ૨૧૧૦૦) અને એ વતરીગે બીજા રૂપીઆ ભરાયા હતા.[2]

---

૧ એ આતશબેહરામ પરઠવાના જશનમા બાઈ જાઈજી તથા શેઠ હોરમજજી વાડીઆની તરફથી તેમના નીચલા શેઠીઓ સુરત ખાતે ગયા હતા:—

શેઠો બહમનજી તથા રૂસતમજી હોરમજજી વાડીઆ, મનચેરજી જમશેદજી વાડીઆ, દાદાભાઈ પેશતનજી વાડીઆ, ડોશાભાઈ મેહરવાનજી વાડીઆ અને અરદેસર તથા રૂસતમજી રતનજી વાડીઆ.

૨ મુંબઈના શમાચાર, તા૦ ૧ લી ડીસેમબર ૧૮૨૩

એ આતશબેહેરામ સાહેબના દરવાજા ઊપર નીચલી તખ્તી મારેલીછે.

"શ્રી દાદાર હોરમજદની મદદછે સહી
"શ્રી બલી દીન માજદીઅશનીનો રોશન શ્રી આ-
"તશબેહેરામ શ્રી જરથોશ્ત પેગમબરના ફેરકાના પારશી
"લોકોનો કેબલોછે તે શ્રી સુરત શેહેર બંદર મુબારક
"મધે શ્રી આતશબેહેરામને તખતનશીન કીધાછે તેનો
"રોજ ૧૭ મો સરોશ ઈજદ માહા ૨ જો અરદીબે-
"હશત અમશાશપંદ શને ૧૧૯૩ એજદેજરદી તથા
"તારીખ ૧૯ મી નવેમબર શને ૧૮૨૩ ઈશવી તથા
"વીકરમાજીત શવત ૧૮૮૦ ના કારતક વદ ૧ વાર
"બુધે શાલી વાહન શાકે ૧૭૪૫ ના તથા તારીખ ૧૫
"માહે રબીઓલ અવલ શને ૧૨૩૯ હેજરી એ
"દાહાડે ૯) નવ ઘડી દાહાડો ચડેઆ પછી તમામ
"અનજુમન બેહેતર માજદીઅશની દીનના મોટા તથા
"નાના બુજરોગો હર શેહેરના તથા ગામોના તથા કશ-
"બાવોના તમામ એકઠા થઈને દીનઆઈનના હોકમ
"મારફ બુજરોગ બેહેરામ ઈજદ ફીરોજગરને તખત
"ઊપર બેશાડીઆછે શઈ તથા જે કોઈ માજદીઅ-
"શની દીનના લોકોએ નેઆએશ તથા બંદગી કરીને
"સર જમીન ઊપર મુકીને બેહેશતી મોદી દાદાભાઈ
"વલદ નોશેરવાનજીના રોઆંન ઊપર દોવા કીધી તથા
"એ શી આતશબેહેરામનું કામ શરૂ કરીને પુરૂ કરવાને
"શારૂ બાઈ જીઆઈજી તે દાદાભાઈ મોદીની ધણીઆણી-
"એ પોતાના ધણીની જાએતે એરાદો આતશબેહેરામ
"બનાવેઆનો કરીને પોતાના ભાઈ મુરબી સાહેબ ગરીબ
"પરવર રેહેમદેન શેઠ શ્રી હોરમજજી બહમનજી બીન
"નવરોજજી ઓરફે વાડીઆજી સાહેબને એ કામ શો-
"પીઉ તારે તેઓ સાહેબ મુખતીઆર થઈને ઘણી મેહેનત

એ દીને સુરત મધે આતશમેહરામ પરઠાયા તેની ખુશાલીમા બાઈ જાઈજીના ખરચથી શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ પોતાના મુંબઈ મધે ચંદનવાડી તરફના આદરાનમા એક મોટુ જશન કરી નેઆતનુ જમન કીધું હતું.૧

તા૦ ૨૮ મી નવેમબર.

આજ દીને મુંબઈની પારસી પંચાતના મેમબરો શેઠ હોરમજજી બહમનજી વાડીઆના ઘેરમા મલ્યા હતા. બાબદ શેઠ હોરમજજી વાડીઆએ પંચાતના સાહેબોપર એક ચીઠી લખી હતી જે "હવેથી પંચાતના રૂપીઆ મારે (એખનાએ) રાખવા નથી" તેનો વિચાર કરવાને માટે આ ઉપરથી સર્વેએ એકમતથી એવો ઠેડાવ કીધો જે "પચાતની પૂંજી રાખવા સારૂં તરસટી જણ ૪ નામે શેઠ હોરમજજી બહમનજી વાડીઆ, શેઠ ફરામજી કાવશજી બનાજી, શેઠ નવરોજજી જમશેદજી વાડીઆ, અને શેઠ જમશેદજી જીજીભાઈને ઠેડવવા. તે મધે શેઠ ફરામજી કાવશજીએ તરસટીઓના ખજાનચી તરીકે જે નાણું આવે તે વશુલ કરીને રૂ૧૦૦૦) ની રકમ થાય એટલે મી૦ રીમીંગટન ફાફરડની કંપનીમા પારસી પંચાતને નામનુ ખાતુ પડાવી ત્યા ભરવા "૨

તા૦ ૧ લી ડીસેમબર

ગઈ તા૦ ૨૮ મી નવેમબરે પારસી પંચાતના મેમબરોએ શેઠ હોરમજજી બહમનજી વાડીઆજીના ઘેરમા મળી કીધેલા ઠેડાવ મુજબ આજ દીને શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ રોકડા રૂ૧૫૮૬૩ા૧૬ા તથા નોટ રૂ૨૦૦૦ ની ટકા ૫ ના વ્યાજની મળી જુમલે રૂ૧૭૮૬૩ા૧૬ા પંચાતે ઉપલી તારીખે ઠેડેલા તરસટીઓને સેપોરદ કીધા હતા, તેમજ રૂ૨૧૯૬ા૧૨ા આજદીને શેઠ નવરોજજી

" થી તથા પોતાની બજોરગીથી તથા દાનાઈથી એ નેક
" શ્રી આતશમેહરામ શાહેબનુ શરવે કામ માથ ૧૨)
" બારના દરમેઆનમા પુરૂ કીધુ છે શહી "

એ આતશમેહરામ સાહેબને તખતનશીન કરવાના જશનની મીજલસમા શામેલ થવાને શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ ૧ા માસ આગમજથી યાને તા૦ ૧૭ મી અકટોબર ૧૮૨૩ થી "મુંબઈના શમાચાર" પત્રની મારફતે જાહેર ખબર છપાવી સુરત, નવસારી, ગણદેવી, બીલીમોરા, વલસાડ, ઊદેપોર, મુંબઈ, ભરૂચ, ખંબાત, ગોદાવરા, અને તે વનાએ હીંદુસ્થાનમા વશનારા તમામ શેહેરો તથા ગામોના દસ્તૂરો, મોબેદો તથા બેહેદીનોને અરજ કરી નોતરયા હતા, તથા એની ક્રિઆનુ સઘળુ ઊપરીપણુ મુંબઈવાલા દસ્તૂર એદલજી દારાબજી સંજાણાએ કીધુ હતુ, અને પેહેલ વેહલી બોએ સુરતવાલા દસ્તૂર કેખશરૂ દાદાભાઈએ દીધી હતી, તેમજ એ મકાન બાંધવાને લગતી સઘળી મેનીજ તથા ગોઠવણ બાઈ જાઈજી તથા શેઠ હોરમજજી વાડીઆની વતી તેમના મામાઓ તે સુરતવાલા શેઠો દીનશાહજી તથા મનચેરજી એદલજી ધનજી મેહતાનાએ કીધી હતી એ મકાન પરઠાયુ તેની ખુશાલીમા કોઈએ થોડાક કવેતો જોડી તા૦ ૮ મી ડીસેમબર ૧૮૨૩ ના "શમાચાર" પત્રંમા છપાવ્યા હતા તે અતરે સદાબરો નોંધી રાખવાને દરૂસ્ત ધાર્યે છૈયે:—

" (૧) ધન ભાએગછે નશરવાનજી મોદી તાહરૂ નામ, કે તાહરી હલાલ મેહનતના પઈશાથી બનીઊછે શરતમા આતશમેહરામ (૨) શાબાશછે નવાજબાઈ તાહરી ખુનીઆદીનુ કામ, કે કીધી ખબરદારી ને રાખુંછે વણીનુ નામ (૩) ખુબો ભરેલુ જાઈબાઈએ કીધુછે નેકીનુ કામ, કે ખરચ કીધા લાખ રૂપીઆ ને વધારેઊછે ઘણીનુ નામ (૪) નામેદાનાસુખી કેહવાશે દાદાભાઈ મોદી તાહરૂ નામ, કે તાહરી નજરઅતે બનાવેઆછે શરત મધે આતશમેહરામ (૫) રોશન થઊછે વાડીઆજી હોરમજજી બહમનજી તાહરૂ નામ, કે અમીરોની મીશાલે શરતમો કરેછે શરવે તાહરા ફરજદાન શદ રેહમતછે તાહરૂ કામ કે પોહચાડીછે શરવ શરંજામ, ને વીજવીના આતશ શુના તખતે બેશાડાછે આતશમેહરામ (૬) આફરીનછે એદલદારૂ શંજાણા તાહરૂ વીઆન, કે દીનના ફરમાન પરમાણે કીધાછે આતશમેહરામ (૭) દીનશાહ, મનચેરશાહે કીધીછે ઘણી મેહનત તારે, ચઊદ મહીના મધે થઊછે શરવે આતશમેહરામનુ મકામ (૮) ભલુ રે લવજી વાડીઆ તારૂ નામ, કે તારા ફેરજદાન ફરજંદો કરતા આવેછે હેવા શવાબનાં કામ, ને અશલથી હીનદોશતાનથી તે વેપાત સુધી થઊછે તારૂ નેકનામ (૯) મુબારક થઊછે ચોદી કેખશરોજી કોશાભાઈ તારૂ નામ, કે પાદશાહી દબદબાથી આશરે ૨૦૦૦૦ વીશ હજાર માણસ શાથે જઈને તખતે બેશાડાછે આતશમેહરામ (૧૦) વેલાતનો પાદશાહ કીંગ જારજ ચોથાના વખતમો, મુંબઈના જદરાલ ઍલફીનસ્ટન શાહેબના વખતમા, શરતનો સરદાર મીશટર રોમર શાહેબના વખતમો, પરથમ તખતે બેઠાછે તે શરતની અંજુમન મધે આતશમેહરામ "

૧ મુંબઈના શમાચાર, તા૦ ૨૪ મી નવેમબર ૧૮૨૩

૨ મુંબઈના શમાચાર, તા૦ ૨૭ ફેબરવારી ૧૮૨૪ પંચાતનુ નાણુ ઈ૦ સ૦ ૧૮૨૦ મા શેઠ હોરમજજી વાડીઆના હાથમા આવ્યુ તેની આગમજ મરહુમ શેઠ ફરામજી નાનાભાઈ દાવર તથા તેમની આગમજ મરહુમ શેઠ નાનાભાઈ બેહરામજી દાવરને ત્યા રાખ્યામાં આવતુ હતુ, પણ આજદીને આ ઠેડાવ થયા પછીથી તે તરસટીઓને હસ્તક રેહવા લાગ્યુ, અને તેનો દર વર્ષે હીસાબ છપાવવામા આવતો હતો, કે જે રીત આજ સુધી ચાલુ રાખ્યામા આવીછે પંચાતના ફંડનો છેલ્લો હીસાબ સંવત ૧૯૩૩ ના શાલનો જે છપાઈ બાહેર પડયોછે તેમા જણાવ્યા મુજબ તરસટીઓને હસ્તક હવડા રૂ૨૧૭૯૦૩ા૧૮ ની પૂંજીછે.

જમશેદજી વાડીઆજીએ પોતાના બાપના ઉઠમણામા ભરેલા વ્યાજસુધાં ઉપલા તરસ્ટીઓને સુપ્રત કરાવી આપ્યાં હતા.[૨]

---

તા૦ ૫ મી ડીસેમ્બર.

રોજ ૩ માહ ૪ (કદમી) ૧૧૯૩ યજદજરદી.

આજ દીને સુરત મધે શેઠ પેશતનજી કાલાભાઈ વકીલે કદમી તરીકા મુજબ આતશબેહરામ બનાવી તખ્ત-નશીન કીધા હતા. આ વેળાએ ત્યા જરથોસ્તીઓનો મોટો મેલાવડો થયો હતો, તથા એ દીને સુરતની અદાલત, કલેકટરની આફીસ, અને આતશનાં કામના કીશબીઓના સઘળા કારખાના આગલની માફક બંધ રાખ્યામા આવ્યા હતા. સહવારના પોહરમા સુરતના નવાબ તથા બખશીના ખાસ રેસાલાઓ વાજા સુધા શેઠ પેશતનજીના ઘર આગલ આવ્યા હતા, અને ત્યાથી તેઓ તથા જરથોસ્તી ફેરકાના કેટલાક અકાબરો મોદી ખુરશેદજી ડોશાભાઈનાં મકાન આગલ ગયા, અને તેમને બા આબરૂથી બોલાવી સઘળું સરગશ આતશબેહરામની દરઘાહમા ગયુ ત્યારબાદ ખાનસાહેબ ફીરોજશાહ ધનજીશાહ તથા નવસારીના દેશાઈજી સાહેબ (દેશાઈ જમશેદજી મનચેરજી) તે બીજજસમા ઘણીક જાહોજલાલીથી આવ્યા એ પછી કલાક ૧૦ ને અમલે જશનની ક્રિઆ શરૂ થઈ હતી, જે પુરી થવા બાદ મોદી ખુરશેદજી ડોશાભાઈ, ખાન સાહેબ ફીરોજશાહ ધનજીશાહ, સુરતના દસ્તૂરજી, નવસારીના દેશાઈજી, ભરૂચના દસ્તૂરના ભાઈ તથા ઉદવાડાના દસ્તૂરજીને શેમ્આલો હોગાડી હતી, તથા એ આતશબેહરામની ક્રિઆ કરનાર મોબેદોને શેમ્આલ શુધ્ધાના સરપાવ આપ્યા હતા, તેમજ બીજા સઘળા મોબેદોને આશોદાદ આપવામા આવી હતી. એ બાદ સઘળાઓ નેઆતનુ જમન જમી પોતાને મકાને સીધાર્યા હતા, અને આખો દિવસ જરથોસ્તીઓએ ખુશાલીમા ગુજાર્યો હતો.

વળી એજ દીનેની જશનની બીજજસમા સુરત મધે કણપીઠને નાકે કદમીનુ આદરાન ઘણુ જુનુ થવાથી ખાન સાહેબ ફીરોજશાહ ધનજીશાહે તે પોતાને ખરચે નવેસરથી મરામત કરાવી આપવાની તંદરોસ્તી ભણાવી હતી.[૨]

---

૧ એ નાણામાથી રૂ૨૦૦૦) ની નોટ અનામત પચાતમા રાખી બાકીના રૂ૧૮૦૬૨૨૬ શેઠ જમશેદજી જીજીભાઈએ એની વળતે દીને એટલે તા૦ ૨ જી ડીસેમબર ૧૮૨૩ ને દીને મીશીઆરસ રીમીંગટન ક્રાફરડની કંપનીમા એક પતર લખી ચારે તરસ્ટીઓને નામે ભર્યા હતા, અને તેનુ આજ ૫) ટકા લેખે ઠેરવ્યુ હતું, તથા એ એક ધર્મનુ કામ હોવાથી નાણા લેતી અને આપતી વખતે તેઓએ સરેસતા પ્રમાણેનુ કમીશન અથવા હકસાઈ લેવી નહિ એવો બંદોબસ્ત કીધો હતો.

[ખોલાસે પંચાત સફે ૧૫૧—૫૨]

૨ મુંબઈના શમાચાર, તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૨૩

એ આતશબેહરામ સાહેબના દરવાજા ઊપર સુરતના એક બેહદીન મરહુમ શેઠ દારાશાહ ચેહરવાનજીના બનાવેલા નીચલા બેતોની તખ્તી મારેલીછે.—

بنام خداوند هردو جهان
که هست از همه نقص او بیگمان
نه فرزند دارد نه انباز و جفت
سزی زآتش از حکمت خورش و خفت
ازل تا ابد هست و باشد بجای
کسی نیست همتاش در دو سرای
ازو بر زراتشت پاکیزه نام
درود و تحیات بادا مدام
که او پاک کرده جهان سربسر
هم از شرک و از کفرها نیز تر
بجهت پرستش سزاوار تر
پرستیدن ایزد دادگر
که تا بهر عقبی پرستش کنند
جزای باعمال خود در برند
بیاورد آتش ازانجا بایی
که تا قبله باشد کهین و مهین
بحکم اوستا و پس پاوری
همه آتشانرا بیکجا کنند
پرستش کده را نموده کنند
ورا نام بهرام آتش کنند
کنون بر مراد دل پر یقین
بنا کرده آتشکده پیستن
پشوتن زکالای حجسته خلف
زکالای دنیا سراسر شرف
هم از سعی دستور سهراب راد
پرستش کده شد عجب با مراد
خدایا به گیتی تو آباد دار
همه وقت از خرم و شاد دار
دهندو روان بزرگان او
انوشه روان باد در جان او
سنه یزدجرد شهنشاه مه
هزار و صد و سه و هشتاد و ده
باردیبهشت روز در ماه تیر
نشست بر نشست آتش این یادگیر
گفت هاتف مصرعه تاریخش تمام
زهی پایه آتش ورهرام
۱۱۹۳

**અરથ**—બન્ને જેહાનના સાહેબના નામથી, કે જે સઘળી જાતના નુકસાનથી બેશક (ઇપાને વગર શકનોછે)

તા૦ ૨૦ મી ડીસેમબર.

રોજ ૮ માહા ૩ (શે૦) ૧૧૯૩ યજદજરદી.

**મરણ**—બરજોરજી રતનજી ઇસીશરના?—(ઉમર વર્ષ ૯૦) શેઠ રતનજી જમશેદજી ઇસીશરના વડા દીકરા. એવણ સુરત તથા ભરૂચ ખાતેનો મોટો વ્યાપાર કરતા હતા, અને તે માટે પોતાના ૨૧ ખતેનાઓ હતા. કંપનીઆણી ખાતે તકઆસને લગતુ કાંઇ કનાકટ એવણે લીધુ હતું, તેમજ સરકારનુ અતરેની "આરમી કૉમીસરીયટ" ખાતાને માલ પુરો પાડવાનુ કનાકટ પણ પ્રથમમા એવણને હસ્તક હતુ. તે વેળાની મુંબઇની પારસી પંચાતના એવણ એક અકાબર હતા

તે ફરજંદ, ભાગયા અથવા જોડીઆ વગરનોછે, અને ખાવા તથા સુવાના તોહમતથી તે પાકછે (ઇયાને તેને વાસ્તે ખાવુ, પીવુ, ઉંઘાવુ, એવુ કાંઇ બોલાય નહિ) અવલથી તે આખર સુધી તે છે અને હંમેશ રેહશે, તથા બધે જેહાનમા તેની બરોબરીઓ કોઇ નથી તે સાહેબ તરફથી પાકીજે નામના જરથોસ્ત ઊપર, દોઆ અને આફરીન હમેશા હોજો કે તેણે (જરતોસ્તે) સઘળી દુનિયાને પાક કીધી, કે જે (દુનિયા) ગુમરાહી અને કાફેરીપણામા ખરાબ થયલી હતી ખોદાતાલાને પુજવુ જોઇએ, કાએકે તે પરસતેશ કરવાને વધારે લાયકછે કે આકેબતના દાહડાને વાસ્તે (તેથી) પરસતેશ થાય, અને પોતાના કામો માફકનો બદલો મેળવે તે માટે (જરતોસ્ત) બેશ્તી દુનિયામાથી ઝિયા આતશ લાવ્યો કે, તેનો સઘળા નાવના ચોરાઓ ફેસલો કરે અવસ્તા તથા પાઝંદના હોકમ માફક, સઘળા આતશોને એક જગોએ એકઠા કરે દરેમેહરનો દેખાવ કરી તેમા મુકે, અને તેનુ આતશબેહરામ નામ રાખે હવડો પુર એકીન ભરેલા દીલની મોરાદ મુજબ પેશોતને આતશ કદેહ બનાવ્યા પેશોતન તે કાલા(ભાઇ) જીજી(ભાઇ) નો છોકરો, કે જેને આ દુનિયાના માલમતાથી સઘળી બુજર્ગીછે દાનાવ દસ્તૂર શોહરાબની કોશેશથી આ દરેમેહર ચોરાદ પ્રમાણે ઘણી સરસ થઇ અએ ખોદા તુ તેને (પેશતનજીને) આ દુનિયામા આબાદ રાખ, અને તેનો સઘળો વખત ખુશી ખુશાલી ભર્યો કર બીનોઇ જેહાનમા તેના બુજર્ગોના રવાન તથા રૂહ ઊપર આફરીન હોજો મોટા શાહનશાહ યજદજરદના એક હજાર એકશો ત્રાણુના શાલના તીર મહિનો અને અરદીબેહસ્ત રોજે આતશને તખ્ત ઊપર બેશાડયા તે તુ યાદ રાખ એની તારીખનો તમામ ભીસરો ગેબના ફરેસતાએ સોપેલો તે "જહીપાયે આતશવરેહરામ" શબ્દોમાથી નીકલ્યો

** અબજદને કાયદે "જહીપાયે આતશવરેહરામ" શબ્દોના આકડા ગણતાં તે ૧૧૯૩ થાયછે

એ આતશબેહરામ સાહેબને તખ્તનશીન કરવાના જશનની મીજલસમા શામેલ થવાને શેઠ પેશતનજી કાલાભાઇ વકીલે ૧ા માસ આગમજથી યાને તા૦ ૨૭ મી અકટોબર ૧૮૨૩ થી "મુંબઇના શમાચાર" પત્રની મારફતે જાહેર ખબર છપાવી મુંબઇ, સુરત, ભરૂચ, ખંભાત, નવસારી, ગંદેવી, બીલીમોરા, વલસાડ, ઊદેપોર, ગોલવરા, દમણ, તારાપોર અને તે વતાએ સઘલા શેહરો તથા ગામોના દસ્તૂરો, મોબેદો અને બેહદીનોને અરજ કરી નોતરયા હતા, તથા એની ક્રિઆનુ સઘલુ ઊપરીપણ સુરતવાલા પેહલવેહલા કદમી દસ્તૂર મરહુમ દાદાભાઇ શોરાબજી (કુમાના દાદાદારૂ) ના નબીરા દસ્તૂર શોરાબજી રૂસતમજી કુમાનાએ કીધુ હતુ એ ક્રિયા કેમ કીધી હતી તેની ટુંક વીગત શેઠ પેશતનજીએ તા૦ ૨૭ મી અકટોબેર ૧૮૨૩ ના "મુંબઇના શમાચાર" મા છપાવેલી મજકૂર જાહેર ખબરમા નીચે મુજબ આપી હતી —

"દીનએહે માજદીઅશનીના હોકમ પરમાણે જે એક હજાર એક આતશ શોળ ભાતના લીધા જોઇએ તે લીધા અને તે એક એક આતશ ઊપર દીનના હોકમ મુજબ ઇજશની તથા વીશપરદ તથા વંદીદાદ પઢવાની તે પઢીને તે તમામ આતશને ખાલેસ કીધા જોઇએ તે કીધા અને શોલ પાતરા શોલે ભાતના આતશના જુદા જુદા કીધા જોઇએ તે કીધા તારબાદ તે શોલે પાતરા ઊપર વરશ એકના ગહમબાર લીવા જોઇએ તે દીનના હોકમ મુજબ અરદીબેહેશત મહીનાના ગહમબારથી તે દએ મહીનાના ગહમબાર સુધી ગહમબાર પાચ લીધા તારબાદ અશપનદાદ મહીનાના હોરમજદ રોજથી તે અનેરા રોજ સુધી શોલે પાતરા ઊપર દરરોજ ઇજશની શોલ શોલ કરવી જોઇએ તે કીધી અને તારપછે અનેરા રોજની પાછલી રાતે શોલે પાતરાનુ એક પાતરૂ કીધુ જોઇએ તે કીધુછે તારબાદ તે એક પાતરા ઊપર છઠા ગહમબાર ગાથાના લીવા જોઇએ તે લીધાછે"

૧ ડાકટર બરજોરજી અરદેસર તથા શેઠ રૂસતમજી અરદેસર ઇસ્પીશરના બાપના બાવા, શેઠ હોરમજજી જમશેદજી ઇસકોરૂવાલાના બાપના કાકા, તથા શેઠ જમશેદજી ખરશેદજી બાટલીબોઇના બાપના પિત્રાઇ એવણના બાવા શેઠ રતનજી જમશેદજી ઇસ્પીશર, સુરતનો ઇંગલીશ ફેકટરીના ચીફ તથા તે પછીના મુંબઇના ડેપ્યુટી ગવરનર મી૦ સ્પેનસરની નોકરીમા હોવાથી અતરેના પારસીઓમા એક વગવાલા ગણાતા હતા તથા અતરેની તે વેળાની પારસી પંચાતના એક અકાબર પણ હતા તેવણના બાપ શેઠ જમશેદજી બેહરામજી ભરૂચથી અતરે આવ્યા હતા, અને ઇસ્ટ ઇંડીઆ કંપનીના અતરેના વડા અમલદારની નોકરીમા રહયા હતા મુંબઇમા ઈ૦ સ૦ ૧૭૨૫ ને આસરે જે પેહલ વેહલી પંચાત સ્થાપવામા આવી તેના એવણ પણ એક અધિકારી હતા એવણના એક નાધેલા ભાઇ પેશતનજી બેહરામજી વાહાણોના દુબાશનુ કામ કરતા હતા, અને તેમના દીકરા શેઠ માણેકજી પેશતનજી કે જેઓ પણ ઇસ્પીશરની અટકથીજ ઓળખાતા હતા, તેઓ ચીન તથા બીજા દેશાવરો ખાતેનો મોટો વ્યાપાર ચલાવતા હતા, અને તે માટે "બેંગાલ સલામતી" નામનુ તેવણનુ એક મોટુ વાહાણ પણ હતુ.

જમશેદજી વાડીઆજીએ પોતાના બાપના ઉઠમણામા ભરેલા વ્યાજસુધાં ઉપલા તરસ્ટીઓને ચુકાવી આપ્યાં હતા.[૧]

---

તા૦ ૫ મી ડીસેમબર.

રોજ ૩ માહ ૪ (કદ) ૧૧૯૩ યજદજરદી.

આજ દીને સુરત મધે શેઠ પેશતનજી કાલાભાઈ વકીલે કદમી તરીકા મુજબ આતશબેહરામ બનાવી તખ્તનશીન કીધા હતા. આ વેળાએ ત્યા જરથોસ્તીઓનો મોટો મેળાવડો થયો હતો, તથા એ દીને સુરતની અદાલત, કલેકટરની આફીસ, અને આતશના કામના કીશબીઓના સઘળા કારખાના આગલની માફક બંધ રાખ્યામા આવ્યા હતા. સહવારના પોહોરમા સુરતના નવાબ તથા બખશીના ખાસ રેસાલાઓ વાજા સુધા શેઠ પેશતનજીનાં ઘર આગલ આવ્યા હતા, અને ત્યાથી તેઓ તથા જરથોસ્તી ફીરકાના કેટલાક અકાબરો મોદી ખુરશેદજી ડોરાબાઈના મકાન આગલ ગયા, અને તેમને બા આબરૂથી બોલાવી સઘળુ સરગશ આતશબેહરામની દરઘાહમા ગયુ ત્યારબાદ ખાનસાહેબ ફીરોજશાહ ધનજીશાહ તથા નવસારીના દેશાઈજી સાહેબ (દેશાઈ જમશેદજી મનચેરજી) તે મીજલસમા ઘણીક જાહોજલાલીથી આવ્યા. એ પછી કલાક ૧૦ ને અમલે જશનની ક્રિઆ શરૂ થઈ હતી, જે પુરી થવા બાદ મોદી ખુરશેદજી ડોરાબાઈ, ખાન સાહેબ ફીરોજશાહ ધનજીશાહ, સુરતના દસ્તુરજી, નવસારીના દેશાઈજી, ભરૂચના દસ્તુરના ભાઈ તથા ઉદેપોરના દસ્તુરજીને શેઆલ ઓહોરાડી હતી, તથા એ આતશબેહરામની ક્રિઆ કરનાર મોબેદોને શેઆલ શુધાના સરપાવ આપ્યા હતા, તેમજ બીજા સઘળા મોબેદોને આશોદાદ આપવામા આવી હતી એ બાદ સઘળાઓ નેઆતનું જમન જમી પોતાને મકાને સીધાર્યા હતા, અને આખો દિવસ જરથોસ્તીઓએ ખુશાલીમા ગુજાર્યો હતો.

વળી એજ દીનેની જશનની મીજલસમા સુરત મધે કણપીઠને નાકે કદમીનુ આદરાન ઘણુ જુનુ થવાથી ખાન સાહેબ ફીરોજશાહ ધનજીશાહે તે પોતાને ખરચે નવેસરથી મરામત કરાવી આપવાની તંદરોસ્તી ભણાવી હતી.[૨]

---

૧ એ નાણામાથી ૩૨૦૦૦) ની નોટ અનામત પચાતમા રાખી બાકીના ૩૨૮૦૬રા૬૬ શેઠ જમશેદજી જીજીભાઈએ એની વળતે દીને એટલે તા૦ ૨ જી ડીસેમબર ૧૮૨૩ ને દીને મીશીઅરસ રીમીંગટન કારરડની કંપનીમા એક પતર લખીં ચારે તરસ્ટીઓને નામે ભર્યા હતા, અને તેનુ વ્યાજ ૫) ટકા લેખે ઠરાવ્યુ હતુ, તથા એ એક ધર્મનુ કામ હોવાથી નાણા લેતી અને આપતી વખતે તેઓએ સરેશતા પ્રમાણેનું કમીશન અથવા હકસાઇ લેવી નહિ એવો બંદોબસ્ત કીધો હતો

[બોલાસે પચાત સફે ૧૫૧—૫૨]

૨ મુંબઈના શમાચાર, તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૨૩ એ આતશબેહરામ સાહેબના દરવાજા ઊપર સુરતના એક બેહદીન મરહુમ શેઠ દારાશાહ મેહરવાનજીના બનાવેલા નીચલા બેતોની તક્તી મારેલી છે:—

بنام خداوند هرمزد جهان
که هست از همه نقص و بیگمان
نه فرزند دارد نه انباز و جفت
بری ز آتش از جمیت خورش و خفت
ازل تا ابد هست و باشد بجای
کسی نیست همتاش در دو سرای
ازو بر زراتشت پاکیزه نام
درود و تحیات بادا مدام
که او پاک کرده جهان سربسر
هم از شرک و از کفرها بد نکو
ـمت پرستش سزاوار تو
پرستیدن ایزد دادگر
که تا سر عقبی پرستش کنند
جزای داعمال خود در برند
بیاورد آتش ازانجا بایین
که تا قبله باشد کهین و مهین
بحکم اوستا و پس باورند
همه آتشانرا بیک جا کنند
پرستش کده را نموده کنند
ورا نام بهرام آتش کنند
کنون بر مراد دل پر یقین
بنا کرده آتشکده پیشتی
پشوتن زکالای حشمی خلف
زکالای دنیا سراسر شرف
هم از سعی دستور سهراب زاد
پرستش کده شد عجب با مراد
خدایا به گیتی تو اباد دار
همه وقت از حرم و شاد دار
بمینو روان بزرگان او
انوشه روان باد در جان او
سنه یزدجرد شهنشاه مه
هزار واحد و سه و هشتاد و ده
باردیبهشت روز در ماه تیر
نشست در نشست آتش این یادگیر
گفت هاتف مصرعه تاریخش تمام
رشی پایه آتش ورهرام
۱۱۹۳.

**અરથ**—બધે જેહાનના સાહેબના નામથી, કે સઘળી જાતના નુકસાનથી બેશક (ઇપાને વગર શકનો છે

તા૦ ૩ જી આપરેલ

રોજ ૭ માહ ૮ (૬૦) ૧૧૯૩ યજદજરદી

**મરણ**—એદલજી ફરામજી બનાજી—ઉમર વર્ષ ૩૦) શેઠ ફરામજી કાવશજી બનાજીના બીજા દીકરા. એવણુ પોતાના બાપના વ્યાપારના કામસર ચીન તરફ ગયા હતા ત્યાંથી પાછા આવતા મધરાજ ઉતરીને પગરસ્તે મુંબઈ આવતા પનવેલીથી છ મૈલ દુર "ચોક" નામના ગામમા રાતના ઉતારો લીધો હતો સુતી વેળા ચોરોના ભયને લીધે પોતાની સાથે એક ભરેલી બંદુક રાખી હતી, જે મોડી રાત્રે અકસમાતથી ફૂટી જવાથી એવણનુ તાબરતોબ મરણ નિપજ્યુ હતુ

તા૦ ૪ થી આપરેલ

રોજ ૪ માહા ૭ (ચે૦) ૧૧૯૩ યજદજરદી.

**મરણ**—બાઇજી તે દાદાભાઈ નશરવાનજી મોદીના બીબા—ઉમર વર્ષ ૬૦) એવણના ખાવંદ મરહુમ શેઠ દાદાભાઈ નશરવાનજી મોદીની નઇયેતે તેમના મામે બાઈ નવાજબાઇયે જે સુરતમા આતશબેહરામ બંધાવવાનો ક્સદ કીધો હતો, તે તેવણની મરજી મુજબ એઓણે પોતાના ભાઈ શેઠ હોરમજજી બેહમનજી વાડીઆની મારફતે મોટો ખરચ કરી તા૦ ૧૯ મી નવેમબર ૧૮૨૩ ને દીને તખ્ત નશીન કરાવ્યા હતા, અને તેના જનુકના ખરચને માટે રૂ૧૫૦૦૦) ની રકમ જુદી કાઢી હતી.

તા૦ ૫ મી આપરેલ

આજ દીને શેઠ ફરામજી કાવશજી બનાજીના દીકરા મરહુમ શેઠ એદલજીના ઉઠમણાની મીજલસમા શેઠ ફરામજીએ તેમની નઇયેતે એક મોટા પુનનુ કામ કરવાની તદબીરસતી પઢાવી હતી.—તે એકે મુંબઈ શેહેરે કમાઠીપુરા તથા તેની આસપાસના લતાઓ ઉપર લોકોને પાણીની ઘણી આપદા પડતી હતી, તે ઉપરથી સરકારે કમાઠીપુરાને નાકે ઉસનાજી સુબાનજી નામના મુસલમાન ગ્રહસ્થને પયસે બે ટાકીઓ બાંધી કાવશજી પટેલના તલાવ આગલથી નલ બાંધી તે ટાકીઓને મેલવી, કે જેથી તે તલાવનુ પાણી ઉપલી ટાકીઓમા જાતુ થયુ, પણ જ્યાંસુધી તલાવમા પાણી ઉપર હતુ ત્યાંસુધી તે ટાકીઓમા પોહચ્યા કીધુ, અને તલાવમા તે ખુટી જવાથી લોકો પાછા હેરાન થવા લાગા.—આ ઉપરથી શેઠ ફરામજીએ એવી તદબીરસતી આજરોજે પઢાવી કે મરનારને નામે તેવણ એક મોટો કુવો કાવશજી પટેલના તલાવ આગલ ખોદાવશે, કે જેમાથી ઉપલી બંને ટાકીઓમા જનુક પાણી પોહચતુ થાય. એ ઉપરાંત રૂ૫૦૦) ની રકમ પારસી પંચાતના ફંડમાં પણ આપી હતી[૧]

[૧] મુંબઈના સમાચાર, તા૦ ૨૪ મી મેએ ૧૮૨૪

આ મુજબની તદબીરસતી પઢાવ્યા પછી શેઠ ફરામજીએ કાવશજી પટેલના તલાવની સામે આથમણી દશા પર "મુગભાટ" નામે એક મોટી નાળીએરીની વાડી વેચાતી લઇ તે મધે ત્રણ જબરદસ્ત કુવાઓ ખણાવ્યા હતા, અને તેની શોડેથી એક મોટો નલ બાંધી લઇ તે પેલા સરકારી નલ સાથે મેલવી દઈ કોશ તથા સ્ટીમ એનજીન વડે કમાતીપુરાની મજકુર ઉસલાજી સુબાનજીના પૈસા વડે સરકારે બંધાવેલી બે ટાકીઓમા તા૦ ૧૭ મી મેએ ૧૮૨૫ ને દીનેથી પાણી પોહચતુ કીધું હતુ આ કામ ઉપર એવણે રૂ૩૦૦૦૦) ત્રિસ હજાર ખરચયા હતા, તથા દર મહિને તે કામ ચાલુ રાખવાપર રૂ૨૦૦) નો ખરચ થાતો હતો એ રીતે ઈ૦ સ૦ ૧૮૩૧ સુધી એવણે ચલાવ્યા કીધુ હતુ, પણ ત્યારબાદ એવણની પછી એવણના વારેસોથી એ પુનનુ કામ દર મહિનાના આવડા મોટા ખરચને લીધે ચાલુ ન રહે તે માટે એવણે એજ સાલના અકટોબર માસમા મુંબઈની સરકારના ચીફ શેક્રેટરી મી૦ ચારલસ નોરીસ ઉપર એક પત્ર લખી અરજ કીધી હતી કે છાસટી મધે તેવણ (શેઠ ફરામજી) ને સરકારે જે સાત ગામો દર વર્ષે રૂપયા ૪૭૯૭—૨—૨૪ રેસને થીકે આપેલાછે તે ગામો સુધારવા તથા તેમા સુધરેલી રીતે ખેતી વગેરે ચલાવવા પાછલ આએ બે વર્ષમા તેવણે દોહડ લાખથી વધારે રૂપીયા ખરચેઆછે, અને તે મુદલ રૂપીઆ પાછા ઉપજવાની તેમને પોતાને અથવા પોતાના વારેસોને મારેફતી આશા નથી, તેટલા માટે એ ગામોના થોકાની દશ વર્ષની એકદર રકમ રૂ૪૬૦૦૦) તેવણ સરકારમા એ ગામોના વેચાણ તરીકે ભરી દીએ, અને પછી દર વર્ષે કસો થીકો ભરે નહિ, તથા ઉપલી બે ટાકીઓમા પાણી પોહચતુ કરવાનુ કામ તેવણ પોતાની હૈયાતીસુધી ચાલુ રાખે, અને તે બાદ પોતાના વશીહતનામામા પણ તે કામ જાવેદાન સુધી ચાલુ રાખવાને પોતાના વારેસોને તાકીદ કરે, અને અગર તેઓ તે ફરજ બજા લાવવામા ગફલતી કરે તો સરકાર પોતે ઉપલા સાત ગામો માહેલા સર્વથી મોટા ગામ પવાઈની ઉપજમાથી દર વર્ષે રૂ૨૪૦૦) લઈ એ કામ ચાલુ રાખે આ માટે ઉપલા પત્રમા શેઠ ફરામજીએ નીચે પ્રમાણે લખાણ કીધુ હતુ —

" I beg to state that from a charitable motive I was led many years ago to sink wells for the better and constant supply of fresh water from my Oart called Moogbhat through the aqueduct of the two Reservoirs situated on the (New Town) Duncan Road for the use of the Inhabitants of Cumateepoora. For the purpose I obtained every assistance from Major Dickinson and by his advice sank three walls in the said Oart Moogbhat and set up a steam Engine and four wheels with cattle to draw water, the whole of which work was not completed under an outlay of about Rupees thirty thousand in addition to which I have all along maintained an Establishment at a monthly charge of about Rupees Two hundred or Rupees Two thousand and four hundred per annum

૧૮૩૨ માં મુંબઈ માહેલું શેઠ ફરામજી કાવસજી બનાજી-વાલું દોખમુ બંધાયું હતું. તેઓએ તે દોખમાનો એક લાકડાનો "મોડલ" બનાવી તેને લગતી સમજણ સાથે આનરેબલ કંપનીના મેમબર હાનરેબલ વીલ્યમ ન્યુનહામની મારફતે ઇગલાંડ ખાતે ત્યાંની "રાયલ એશીઆટીક સોસા-ઈટી ઑફ ગ્રેટ બ્રીતન એન્ડ આયર્લેન્ડ" ની સભા ઉપર ભેટ મોકલ્યો હતો, તે સોસાઇટીમાં રજુ કર્યાથી તે વિષે આજ દીને તે ખાતાની તરફથી તેના શેક્રેટરી મી૦ એચ હાગ્રનેસે શેઠ ફરામજીપર એક પત્ર લખી તેમનો મોટો આભાર માન્યો હતો, તથા હાનરેબલ મી૦ ન્યુન-હામ ઉપર પણ એક જુદો પત્ર લખી તેને સુચના કીધી હતી કે તેણે એ રીતે શેઠ ફરામજીના જેવા બીજા સખસ દેશીઓને પણ તેમની કારીગરીના નમુના સોસા-ઈટીપર મોકલવાની ભલામણ કરવી.[૧]

---

તા૦ ૧૮ મી ડીસેમબર.

રોજ ૧૯ માહા ૩ (શે૦) ૧૨૦૩ યજદજરદી.

આજ દીને ભરૂચ મધે અંજુમનના ઉધરાતથી બં-ધાવવા માંડેલુ દોખમુ તૈયાર થવાથી તેને પરઠવાની ક્રિયા કરવામાં આવી હતી. આ પ્રસંગે ભરૂચ તથા બીજાં બાહેરના દેશાવરોના મળી લગભગ ૫) થીને ૧૦૦૦) જરથોસ્તીઓનો મેળાવડો થયો હતો. જશનની ક્રિયા પુરી થયા બાદ ભરૂચના તથા દેશાવરોથી આવેલા દસ્તુરોને શાલ દોશાલા ઓઢાડવામાં આવ્યા હતા. એ પછી ન્યાતનુ મવીદા મુબાનુ જમન જમી સર્વે જર-થોસ્તીઓ વદાય થયા હતા. એ દોખમુ બાંધવા માટે સુરતથી આવેલા મીસતરીઓ તથા સુતારોને પણ જશ-નની ક્રિયા ખતમ થયા બાદ ઘટતા ઇનામો આપવામાં આવ્યાં હતા.[૨]

---

૧ આ બધી પત્રો તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૩૪ ના "બોમ્બે કુરીઅર" માં છપાયલા છે

૨ આ દોખમુ પરઠવાને લગતો સઘળો અહેવાલ તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૩૩ ના મુંબઈના જામે જમ-શેદમાં ભરૂચથી દસ્તૂર પેશોતનજી અસ્પંદીઆરજી કામદી-નજી તથા મોબેદ રૂસતમજી જીવણજી ઓલીઆજીએ લખી મોકલ્યો હતો. વળી એ ક્રિયામાં શામેલ થવા માટે ભરૂચની અંજુમન તરફથી તા૦ ૧૦ મી અકટોબર ૧૮૩૩ ના મુંબઈના સમાચારમાં તથા તા૦ ૭ મી અક-ટોબર ૧૮૩૩ ના મુંબઈનાં જામેજમશેદમાં એક જાહેર ખબર છપાવી મુંબઈ તથા દેશાવરો ખાતેના સર્વે જરથોસ્તીઓને નોતરયા હતા. આ એ દોખમુ બાંધવાને નામદાર ઇસ્ટ ઈંડીઆ કંપનીની સરકારે મોજે ચકરસોર બાકાને નામેની

તા૦ ૩૧ મી ડીસેમબર.

આજ દીને ગુજરાતના "કમરશીયલ રેસીડંટ" મી૦ પેરીએ તે તરફના "નેટીવ કમરશીયલ એજંટ" શેઠ મેહેરવાનજી હોરમજજી ફરેજરવાલાને આનરેબલ ગવરનર આરલ ઑફ કલેર સાથે પરેલના સરકારી મેહેલમાં મોલા-કાત કરાવી હતી. નામદાર ગવરનરે કેટલીક વાતચીત કીધા પછી શેઠ મેહેરવાનજીને તેમની ગુજરાતના વ્યાપાર ખાતામાં બજાવેલી કીમતી નોકરીઓના બદલામાં, સરકાર તરફના માનની નિશાન દાખલ એક બેનાત ભેટ આપ્યો હતો.[૩]

---

આએ વર્ષમાં સુરતની પાસેના બાઠા ગામની પાદર આગળ આવેલી મોટી બારી ઉપર મુંબઈવાલા શેઠ જમશેદજી જીજીભાઈએ બે પુલ બંધાયા હતા.[૪]

---

આએ પારની જમીન વીઘા ૧૫)૧ વશો બક્ષીસ્દા આપી હતી. તે મધે એ દોખમુ તથા સગડી અને કુવો ભરૂચ, સુરત, અને મુંબઈના અંજુમનના ઊધરાણાથી એકંદર કાંધીના આસરે રૂ૩૦૦૦૦) ના ખરચે બંધાવ્યો હતો. એ દોખમાનો તાણો પુરાયાની તથા તે પરઠવાને લગતી સઘળી ક્રિઆ ભરૂચના વડા દસ્તૂર કાઊસજી અસ્પંદીઆરજી કામદીનજીના ઊપરીપણાં હેઠળ થઇ હતી

એ દોખમાની સામેની સગડી ઊપર નીચે પ્રમાણે તખ્તી મારેલીછે,—

" શ્રી પાક પરવરદેગારની બક્ષીસથી તથા પાક
" અશો જરતોશત પેગામબર સાહેબની દીનની બરકતથી
" જરતોશતી ફેરકાની કુલ અંજુમન શ્રી મુંબઇ તથા
" સુરત તથા ભરૂચ વીગેરેના રેવાસી લોકના રૂપીઆથી
" એ નવું દુખમું અશો રવાનોને વાસતે બંધાઇ તઇ-
" આર થએલુંછે તથા આએ સગડી પારસી હોરમસજી
" શોરાબજીએ પોતાના બાપ શોરાબજી જીવણજીની નઈ-
" એતે બંધાવા સારૂ રૂ૭૦૦) આપાછે ને બાકીનો ખરચ
" અંજુમનના રૂપીઆ મધેથી થએલોછે રોજ ૧૯ ને
" માહ ૩ જો શેહેનશાહી સને ૧૨૦૩ ઇઅઝદેજરદી
" તા૦ ૧૮ મી ડીસેમબર સને ૧૮૩૩ ઇસવી તથા સંવત
" ૧૮૯૦ ના માગશર સુદ ૭ વાર બુધને દીને દુખમાનું
" જશન થએલુંછે ને એ દુખમું તથા સગડીની જગો તથા
" આસપાસ બુરી જગો સાથે જમીન વીઘા ૧૫ સરકાર
" કંપની બાહાદરે બક્ષીસ આનદરોકાળ સુધી બક્ષીછે"

૩ બોમ્બે કુરીઅર, તા૦ ૪ થી જાનેવારી ૧૮૩૪

૪ આમાનો એક પુલ ભારે વરસાદના જોરથી તા૦ ૮ મી જુન ૧૮૩૪ ને દીને રાતના ૧ કલાકને આસરે તુટી પડયો હતો, કે જે પાછો ઇ૦ સ૦ ૧૮૬૭ માં એમના પ્રખ્યાત દીકરા શેઠ રૂસતમજી જમશેદજી જીજી-ભાઇએ સરકારને રૂ૧૫૦૧૦—૧૨—૧ આપી પોતાના મરહુમ મુરસીના પુનને માટે બંધાવ્યો હતો.

# ઈ૦ સ૦ ૧૮૩૪.

આએ વર્ષના "બોમ્બે કુરીઅર" માથી નીકળેલા અંગ્રેજી કાલેનડરમા[1] સઘળી બીના નીચના ફેરફાર તથા વધારા સિવાએ આગલાં કાલેનડરની માફકજછે.

વ્યાપારી પેહડીઓના પારસી દલાલોની ટીપમા દાદાભાઈ પેશતનજી વાડીઆ, દાદાભાઈ રૂસતમજી, તથા જાગીરજી અને માણેકજી નવરોજજી વાડીઆના નામ ઉમેરાયલાછે

પારસી વ્યાપારીઓમા જાગીરજી અને નવરોજજી નશરવાંનજી (વાડીઆ) ને બદલે જાગીરજી અને માણેકજી નવરોજજી (વાડીઆ), તથા બેહમનજી હોરમજજી (વાડીઆ) ને બદલે બેહમનજી અને અરદેસર હોરમજજી (વાડીઆ) ના નામોછે. તેમજ એ ટીપમા શોરાબજી ખાછાગાવી, રૂસતમજી કાવસજી પટેલ, હોરમજજી ધનજી પટેલ, અને બીકાજી મેહરજીના નામો ઉમેરાયાછે

પારસી દુકાનદારો તથા વાન્ની મરચનટોની ટીપમાં ખરશેદજી હોરમજજી જીવાજીને બદલે કાવસજી અને હોરમજજી જીવાજી (પોટર), તથા ફરામજી જીવાજી ઢોડીને બદલે નશરવાંનજી અને ફરદુનજી ફરામજી (ઢોડી) ના નામોછે, તેમજ હોરમજજી પેશતનજી બાટલીવાલા, ખરશેદજી બેહરામજી ગામડીઆ, અને બરજોરજી ડોશાભાઈ ખરાસના નામો ઉમેરાયાછે.

સરકારી ગોદીના પારસી બીલડરોમા અરદેસર રતનજી વાડીઆનુ નામ ઉમેરાયુછે.

તા૦ ૨ જી જાનેવારી.

રોજ ૪ માહ ૪ (સં૦) ૧૨૦૩ યજદજરદી.

મરણ—મેહરનોશજી બરજોરજી કુટાર[2]—ઉમર વર્ષ ૬૦) એઓનુ મુબઈના કોટ માહેલી શેઠ ખરશેદજી માણેકજી સરાફવાળી દરેમેહરના વડા પથકી હતા. એઓનુના મરણ વખતે અતરેના મોબેદોમા એક જાણવા જોગ બનાવ બન્યો હતો. તે એકે એઓનુના રવાનના પગ નવસારીના મોબેદોના સરેશતાથી ઉલટી રીતે શેઠ ખરશેદજી માણેકજી સરાફે આગળ હુભા રહી લાબા રાખવાને બદલે વળાવ્યા હતા. આથી અતરેના ભગણીઆ મોબેદોમા ઘણુ ફતુન ફેલાએ, અને તેઓની એક મોટી સખીઆએ રાતના પોતાની સાથે બે ખાવીઆઓને તેડી, એઓનુના ઘર આગળ આવી રવાનને સજેગેશુ છોડાવી તેના પગ લાબા રખાવ્યા હતા.

તા૦ ૭ મી જાનેવારી.

આજ દીને અતરેની "એગ્રીકલચરલ એન્ડ હારટીકલચરલ" સોશાઈટીની મળેલી સભામા નીચના બે પતરો રજુ કીધામા આવ્યા હતા —

૧—સોશાઈટીના નામએ સરનરીન શેઠ ફરામજી કાવસજી બનાજી તરફથી ગઈ તા૦ ૧૭ મી અકટોબર ૧૮૩૩ ને દીને આવેલો પતર, જેમા તેવણે જણાવ્યું હતુ કે છાસટી માહેલા તેવણનાં પવાઈનાં ગામમા આવતા નવેમબર માસની આખરીએ ૫૬૦૦૦ સેરડી તૈયાર થશે, તે પચીસ રૂપીએ હજારને હીસાબે ખરીદવાને શોશાઈટી તરફથી સરકારને અરજ કરવી. બીજું શેઠ ફરામજીએ આ પત્રમા લખ્યુ હતુ કે તેવણે જેમ "જમેકા" અને "વેસ્ટ-ઇનડીસ" ના ટાપુઓમા રોપણી કરેછે તે ધોરણ પર સેરડીની રોપણી ૬૪ વીંધા જમીનમા કીધીછે, કે જેમાથી બની શકી ૨૦૦૦૦૦ બે લાખ સેરડીની ઉપજ થશે, અને કોઈબી ધણી એ રૂપણીની રીત વિષે તેવણ પાસેથી કાંઈ ખોલાસો લેવા ખપ માગશેતો તે મોટી ખુશી સાથે આપવામા આવશે.

૨—ઉપલા કાગજની નકલ સરકારપર મોકલવાથી તેના જવાબમા તા૦ ૩૦ મી અકટોબર ૧૮૩૩ ને દીને સરકારના શેક્રેટરી મી૦ એન. આર. ગીડ લખી જણાવ્યુ હતુ કે સરકારે થાણાના કલેકટરપર શેઠ ફરામજી વાલા પવાઈના ગામની ૨૦૦૦૦ સેરડી ખરીદી જુદા જુદા ગામોના કલેકટરો ઉપર તેમના ખપ પ્રમાણે મોકલી આપવાનિ હોકમ કીધોછે. અને એજ પ્રમાણે આવતે શાલબી જરૂર પડશેતો શેઠ ફરામજી વાલા ગામનીજ સેરડીનો ઉપયોગ કરવાને સરકારની મરજીછે.

આ બવે કાગજો શોશાઈટીના દફતરમાં નોંધવાને ઠેરવ્યું હતુ.[3]

તા૦ ૧૮ મી જાનેવારી.

આજ દીને મુબઈમા નીકળતા "હરકારૂ અને વરતમાન" પત્રના અધીપતી શેઠ નવરોજજી દોરાબજી ચાનદારૂએ અતરેના ટાઉનહાલમા "પારસીઓની રાહ રસમ" વિષે ગુજરાતીમા એક ભાષણ કીધુ હતુ.[4]

૧ The Bombay Calendar and Almanac for 1834 *Bombay, printed at the Courier Office, by Sorabjee Dorabjee.*

૨ મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફવાલી દરેમેહરના હાલના પથકીઓ એ૦ હોરમજજી તથા એ૦ શાપુરજી બરજોરજી કુટારના બનાવા

૩ બોમ્બે કુરીઅર, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૩૪

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૩૪

તા૦ ૧૨ મી ફેબરવારી.

આજ દીને સાંજના ચાર કલાકે કોટ મધે પારસી બજાર સ્ત્રીટમા મરહુમ શેઠ ફરામજી માણેકજી વાડીઆના ઘરના બખારચીખાનામાં એક મોટી ભઠ્ઠી ભરેલી આગ લાગી હતી. રાંધણીમા લાકડા ઘણાં ભરેલા હોવાથી ભડકો મોટો ઉઠયો હતો, તોપણ આસપાસના પારસીઓની જબરી દોડાદોડથી, તથા ગોદીનાં સંખ્યા માણસો તુરત આવી પોહચવાથી, તેમજ એની પાસે શેઠ જાંગીરજી નશરવાનજી વાડીઆની હવેલી આવ્યાથી તેમની શરમને લીધે યુરોપ્યનો વરીક તે હોલવવામા મદદ કરવાને જીપવાઆવ્યાથી, રાત્રે આઠ કલાકે તે આગ હોલવાઈ હતી.[1]

---

તા૦ ૧૪ મી ફેબરવારી.

રોજ ૧૭ માહ ૫ (શે૦) ૧૨૦૩ યજદજરદી.

આજ દીને મુંબઈ મધે ડંકનરોડ પર કરદોરીની પાસે શેઠ હોરમસજી ધનજી પટેલ (ધનાપટેલના) પોતાના મરહુમ દીકરા શેઠ રતનજીના પુનને માટે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી. આ વેળાએ જશનની ક્રિઆમા આતરેના મધજે વાગેના જરથોશ્તીઓનો એક મોટો મેનાવડો થયો હતો. દશ કલાકને આસરે એ ક્રિઆ પુરી થવા બાદ શેઠ હોરમસજીએ અંજુમનની હજુરમા દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સંજાણા, કે જેવણના ઉપરીપણા હેઠળ એ દરેમેહર પરઠવાને લગતી સઘળી ક્રિઆ થઈ હતી તેમને, તથા અતરેના જાણીતા ઈજનેર શેઠ સોરાબજી ધનજીભાઈ પુણેગર, કે જેવણના ઉપરીપણા હેઠળ એ દરેમેહરની ઈમારત બાંધી હતી, તેમને પોતાની તરફથી એકેકી શેઆલ ઓઢાડી માન આપ્યું હતું. એ પછી મુંબઈની પારસી પંચાત તરફથી શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ શેઠ હોરમસજીને એક શેઆલ એ શુભ કામ પાર પાડવાની ખુશાલીમા ઓઢાડી હતી. ત્યારબાદ શેઠ હોરમસજી તરફથી એક અંજુમન પત્ર વંચાયો, જેમા જણાવ્યું હતું કે એ દરેમેહરના ચાલુ ખરચને માટે મુંબઈના કોટમા ગોદીઓને તેવણના પૈસાથી બાંધેલું ને ગાલાનું પરંટે તે મજીથી એક મોટો વક્ફ કીધો છે, અને હંમેશ એ ઘરના ગાળા બદલે કાંઈ ફરજ દારી વાડી મનગનો તે સર્વ આપવામા આવશે. બીજુ એ દરેમેહરના મુગતની તેવણ પોતે તથા તેમની પછી તેઓ જે જરથોશ્તીને ઠરાવે તે દેહશે. છેવટે આ કામ પાર પાડવામા શેઠ બરજોરજી માણેકજી સગાઈ તેવણને ઘણી કીમતી મદદ તથા મનોદ આપી માટે તેમનો ઉપકાર માનયો હતો. એ અંજુમન પત્ર વંચાયા બાદ શેઠ હોરમસજીએ એ દરેમેહરની પાસેની પોતાની કરદોરીવાળી વાડીમાં નેઆતનુ જમન તૈયાર કરાવ્યું હતું તે જમી સર્વે લોકો ખરાબ થયા હતા.[2]

---

તા૦ ૧ લી મારચ.

હિંદુસ્થાનના દેશીઓને ગ્રાંડ જુરીમાં બેશવાના તથા સુપ્રિમના અમલદારો ઠેરવવા બાબતના પાર્લામેંટે પસાર કરેલા કાએદાની રૂએ, આજ દીને મુંબઈના નામદાર ગવરનર અરલ ઑફ ક્લેરની કૌનસીલિ અતરેના નીચેના દેશી ગ્રહસ્થોને મુંબઈમાં પેહલવેહલા "જસટીસ ઑફ ધી પીસ" ઠરાવ્યા હતા.[3]

**પારસી**—શેઠો જમશેદજી જીજીભાઈ, બહમનજી હોરમસજી વાડીઆ, ફરામજી કાવસજી બનાજી, ખરશેદજી કાવસજી બનાજી, ખરશેદજી અરદેશર દાદીશેઠ, નવરોજજી જમશેદજી વાડીઆ, ખરશેદજી રૂસતમજી વાડીઆ, હોરમસજી ભીખાજી ચીનાઈ.[4]

**હિંદુ**—શેઠો જગંનાથ શંકરશેઠ, ધાકજી દાદાજી.

**મુસલમાન**—શેઠો મહમદ ઈબ્રાહીમ મકબા, મહમદઅલી રોગે.

**ફરંગી**—સર રાજર ડી. ફારીઆ.

---

1 મુંબઈના શમાચાર, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૩૪

2 મુંબઈના જામેજમશેદ, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૩૪
આ દરેમેહર પરઠાવવાના જશનમા શામેલ થવાને શેઠ હોરમસજી ધનજી પટેલે મુંબઈના તથા દેશાવરો ખાતેના જરથોશ્તીઓને તા૦ ૬ થી ફેબરવારી ૧૮૩૪ નાં મુંબઈના શમાચારમા તથા તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૩૪ ના મુંબઈનાં જામે જમશેદમા જાહેર ખબર છપાવી નોતરૂ દીધું હતુ, તથા બીજી ઝાતના લોકોને અરજ કીધી હતી કે તેમની નોકરીમા જેઓ પારસીઓ હોય તેમને આએ ક્રિઆમા શામેલ થવાને એ દિવસે મેહરબાની કરી રજા આપવી.

3 બૉમ્બે કુરીઅર, તા૦ ૨ લી મારચ ૧૮૩૪.

4 આ ટીપમા શેઠ દાદાભાઈ પેસતનજી વાડીઆનુ નામ જુદથી છપાયું નથી, લેકીન એવણનેબી આએજ વખતે એ ઓહદો મલ્યો હતો, કેમકે તા૦ ૨ જી આપરેલ ૧૮૩૪ ને દીને એ નવા ઠરેલા "જસટીસ ઑફ ધી પીસો" સુપરીમ કોરટમા સર હરબર્ટ કોંપટનની હજુરમા સપત લેવાને ગયા હતા, તે વખતે સપત આપેલા ગ્રહસ્થોની ટીપમા, તેમજ ઈ૦ સ૦ ૧૮૩૫ ના "બોમ્બે કાલેનડર" મા આપેલી એ નવા અમલદારોની ટીપમા પણ એવણનુ નામ આવેલુ છે.
આએ વખતથી જે દેશીઓને સુપ્રીમના અમલદારનો તથા ગ્રાંડ જુરીમા બેશવાનો હક મલ્યો હોય તેઓના નામની પાછળ Esquire લખવાનો શરકાર તરફથી ચાલ કાઢવામા આવ્યો હતો. એ આગમચ શરકાર તરફથી કોઈબી દેશીના નામની પાછળ Esquire લખાડવામાં આવતો હતો નહિ.

તા૦ ૮ મી મારચ.

મુંબાઈવાલા જાણીતા શેઠ જમશેદજી જીજીભાઈ પોતાના દોસ્તો શેઠો હોરમજજી દોરાબજી લશકરી, અરદેશરજી રૂસતમજી વાડીઆ, ફરામજી બહમનજી મગરૂ-શાપુરજી પેશતનજી મેહેતા અને માણેકજી મનચેરજી ગગરાટ સાથે ઉદવાડે સીધાર્યા હતા. ત્યા આજ દીને તેઓએ (શેઠ જમશેદજીએ) એક મોટુ જશન કરી ઉદ-વાગામા વર્ષના છહે ઘાહંબાગની નેઆત પોતાને ખરચે જશુક કરાવવાની તદબીરસતી પડાડી હતી.[૨]

તા૦ ૧૦ મી મારચ.

મુંબાઈ મધે ગેસ્‍આસલાઈટની રોશની કરવાનો અખતરો અતરેની સરકારી ગોદીવાલા શેઠ અરદેસર અરદેશરજી વાડીઆએ આજ દીને પોતાની મજગામની વાડીમા કીધો હતો, અને તે જોવા માટે અતરેના ગવર-નર અરલ ઑફ કલેર પણ પોતાના રૂસાલા સહીત આવ્યો હતો. આ વેળાએ એવણના ઘર આગલ એ નવો અખ્ત-તરો જોવાને લોકોની એટલીતો ઠઠ મલી હતી કે ગવર-નરની ગાડીને પણ ત્યા જવાને ઘણી મુશ્કેલી પડી. રાતના બગબગ સાત કલાકે ગવરનરે આવ્યા બાદ તેમને શેઠ અરદેસરે સઘળા સાચા તથા બનાવટો કરી ફરીને દેખાડી હતી. એ પછી સઘલાઓ એમના ઉંચલા દીવાનખાનામા ગયા, કે જયા છ "લાપ" અને ચાર "વાલચેડ" મલી ૨૮ ગેસ્‍આસના દીવા સલગાવેલા હતા, અને તેની રોશની યુરોપની ગેસઆસલાઈટને મલતી આવતી હતી આ સઘલુ તપાસ્યા તથા જોયાબાદ નામ-દાર ગવરનરે શેઠ અરદેસરને તેમની આ બનાવટ તથા હિંદુસ્થાનમાં યુરોપની કારીગરી દાખલ કરવાની હીંમ-તોઈને માટે ઘણી તારીફ કરી પોતાનો સંતોષ જણાવ્યો હતો, તથા આ કામમાં એમની બુધિ અને ઉદ્યોગની ઘટતી કદર ખીછાણી સરકાર તરફના માન દાખલ એક ખેતાત (હાનરરી ડરેસ) ભેટ આપી વકીલગીરી લીધી હતી. નામદાર ગવરનર જેવો પોતાની ગાડીમા બેની રહ્યો લીએકે તેવામા શેઠ અરદેસરે એક આગલીની ઇશારત કરી સઘળી લાઈટ બુઝાવી નાખી, અને પછી પાછી તરત એક મીનીટમાં તે સલગાવી, તેથી બાહેર ઉભેલા દેખીઓ ઘણા તાજુબ થયા, અને ગવરનરે એક-અને તેમને ખરા અંતઃકરણથી મુબારકબાદી આપેછે. એ બાદ સલામ અલેકુમ કરી સઘળાઓ છુટા પડયા હતા.[૩]

તા૦ ૧૪ મી આપરેલ.

આજ દીને નવા ઢંગના દેવી મુનિકના અમુઝદારો "બેનચ ઑફ-જસટીસ" ની સભામા પેહેલવહેલા બીરાજયા હતા.[૪]

તા૦ ૧૮ મી મેએ.

રોજ ૨૦ માહ ૮ (શેં૦) ૧૨૦૩ યજદેજરદી.

મરણ—જાગીરજી માણેકજી પથકી[૫]—(ઉંમર વર્ષ ૪૦) આ૦ માણેકજી નશરવાનજી પથકીના વડા દીકરા. એવણ પ્રથમમા અત્તરે પોતાના ભાઈ શેઠ બહ-મનજી સાથે વ્યાપાર કરતા હતા. તે પછી નાગપોર ખાતે જઈ ત્યા એક મોટી દુકાન સ્થાપી, અને તે તરફ બેહેનો વ્યાપાર ચલાવ્યો હતો. મરણની થોડુંક આગમજઈક એવણ મુંબઈ મધે પાછા આવ્યા હતા

તા૦ ૨૦ મી મેએ.

આજ દીને મરહુમ શેઠ જાગીરજી માણેકજી પંથ-કીના ઉઠમણામા તેમના દીકરા શેઠ હોરમજજી જાગી-રજી પથકીએ ૩૫૦૦) ની રકમ પચાતને હસ્તકના આથના પાગલાઓના ફંડમી આપી હતી.[૬]

તા૦ ૩ જી જુન.

આજ દીને મુંબઈના ૨૫૦૦) થી વધારે રેહેવા-સીઓ, તે મધે હિંદુ, પારસી તથા મુસલમાન વ્યાપારીઓ, સરાફો, દલાલો, કારીગરો, વગેરે બીજા દેશીઓએ કનકલે નામદાર ગવરનર જનરલ લાર્ડ વીલ્યમ બેનટીક ઉપર એક અરજી મોકલી હતી, કે અત્તરે ગામડી ડાક ચાલતી હતી તેથી લોકોને મહિના દીનાઓમા કાગજ પત્રો મોકલવાને સવલ પડતુ હતું. પણ વડી સરકારે એક ધારો ઘડી એ ડાકોના કામ કાએદાથી ઉનરાં ગણી બંધ કર્યાછે, તથા મુંબઈની સરકારના ગઈ તા૦ ૨૦ મી

[૨] મુંબઈના સમાચાર, તા૦ ૨૦ મી મારચ ૧૮૩૪
આ વેળાએ શેઠ માણેકજી મનચેરજી ગગરાટે ઉદવાડામા કાકા ભીખની પ્રેમિદોની નવી ઓરીમા એક કુવો બંધાવી આપ્યો હતો

[૩] બોંબે કુરીઅર, તા૦ ૧૫ મી આપરેલ ૧૮૩૪

[૪] બોંબે કુરીઅર, તા૦ ૧૫ મી આપરેલ ૧૮૩૪.

[૫] શેઠ મનચેરજી બહમનજી પથકીના કાકા, તથા શેઠ જમશેદજી જાગીરજી પથકી અને મરહુમ શેઠ હોરમ-જજી જાગીરજી પથકીના બાવા.

[૬] તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૩૫ ના "મુંબઈના સમાચાર" મા છપાવેલો પચાતનો હીસાબ

જાનેવારી ૧૮૩૪ નાં એક જાહેર નામાથી ગામખાતાનાં કાગળોપર આગળ કરતાં સો ટકા વધારે તથા યુરોપનાં કાગળોપર પચાસ ટકા ઓછો દર કીધોછે. આ કાએદાથી વેપારીઓને ઘણી અડચણ પડેછે. શબબ ગામડી ડાકોથી મહિલાં સેહેરો તથા ગામડાઓમાં બરાબર કામકાજ ઘર બેઠા રોજના વીશ હજાર આશામીઓને પોહચતાં હતા તે સરકારી ડાકથી બરાબર ઠેકાણાસર પોહચશે નહિ. તે સાથે ગામડી ડાકના દર કરતા મોટી રકમ આપ્યા છતાં અમોને અગવડમા આવવું પડશે, માટે તમો નામદારની કોનસલિ એ બાબદ ઉપર ધયાન પોહચાડવું.[2]

---

તા૦ ૩ જી જુન.

આજ દીને શેઠ જમશેદજી જીજીભાઈએ પોતાના કોટમા બંધાવેલાં નવા રેહવાના ઘરનું મુહુરત મોટી ધામધુમ સાથે કર્યું હતું, અને તેની ખુશાલીમાં સાજના ચાર કલાકે મુંબઈના નામદાર ગવરનર અરલ ઑફ કલેર, તથા અતરેના પેહેલે વરગના સર્વે યુરોપીયન વેપારીઓ, મનસી, લશકરી, તથા દરિયાવર્દી અમલદારો, તેમજ દેશી રેહવાસીઓને નોતરયા હતા. દરેક પરોણા જેવા આવતા તેવી શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈ તેમની ભેટ લઈ બેઠક પેર મુકી આવતા હતા. નામદાર ગવરનર બરાબર પાચ કલાકે લેડી નારીસની સાથે મજલેસમા આવ્યો, અને તે તથા સઘળા પરોણાઓ શેઠ જમશેદજીની સાથે જઈ આખુ ઘર ફરીને જોઈ આવ્યા. એ પછી તરેહવાર ખાનાઓથી સણગારેલી ટેબલ ઉપર સર્વે મેજબાનોએ બેશી તેનો અછીપેરે ભોગ લીધો, જે બાદ ગવરનરે ઉઠી શેઠ જમશેદજીને આ હવેલી જેવું મકાન પુરૂ થવા બાબેની વરતા જસનોમા મુબારકબાદી આપી સનામતી લેવાડી, જે નપળાઓએ ખુશાલીના પોકારો વગેરે લીધાબાદ પાન ગોલાબ લઈ સર્વે પરોણાઓ વદાએ થયા હતા. આ વેળાએ શેઠ જમશેદજીના ઘરની સામે તેમજ કોટ ઉપર આ મજાહ જોવાને લોકોની મોટી ઠઠ મળી હતી.[2]

તા૦ ૮ થી જુન.

રોજ ૭ માહ ૯ (શે૦) ૧૨૦૩ યજદજરદી.

આજ દીને ગંદેવી ગામ મધે મુંબઈવાલા શેઠ હોરમજજી ભીખાજી ચીનાઈએ આદરાનની એક દરેમેહર બંધાવી પરકાવી હતી.[3]

---

તા૦ ૧૪ મી જુન.

રોજ ૧૭ માહ ૯ (શે૦) ૧૨૦૩ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ગડેલ ગામમાં મુંબઈવાલા શેઠ દારાશાહ દોરાબજી ગડેલીઆએ પોતાના બાવા મરહુમ શેઠ દોરાબજી બેહેરામજી ગડેલીઆનાં પુનને માટે આદરાનની દરેમેહર બંધાવી પરકાવી હતી.[4]

---

તા૦ ૧૬ મી જુન.

આજ દીને સુરતની પાસેના કરંજ ગામમા મુંબઈવાલા શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ એક મોટો કુવો બંધાવી ત્યાના લોકોના વપરાસને માટે ખોલ્લો મુક્યો હતો.[5]

---

તા૦ ૨૮ મી જુન.

મુંબઈના સઘળા રસ્તાઓની મરામત કરી તે સુધરાવવા તથા તેને હમેશા સફાઈદાર રખાવવા બાબેની ગોઠવણો તથા બંદોબસ્તો કરવાને અતરેની સરકારે

---

[1] મુંબઈના સમાચાર, તા૦ ૨૮ મી આગસ્ટ ૧૮૩૪ આ કાએદા આગમજ ગામડી ડાક અતરે ચાલતી એટલે કે કેટલાક પારસીઓ તથા હિંદુઓની અમુકે એ કારણસર સામેસામ પોતાના આડતી મતયે લેખા હતા, અને તેઓ લોકો પાસેથી એકેક દરના મુલના કાગળો, નાણા, હુંડી, વગેરે પોતાના [illegible] ઓ પર મોકલાવતા, અને તે [illegible] લોકોને પોહચડાવતા હતા [illegible] ફરદુનજી પારેખ (કાકાપારેખ) ચાલતી હતી.

[3] આ દરેમેહરમા નીચલી તખ્તી મારેલીછે:—
"શ્રી દાદાર હોરમજદની મદદછે,
"નેકનામ શેઠ શ્રી હોરમજજી ભીખાજી ચીનાઈ
"વલસાડના હાલ વસતી મુંબઈના તેનાએ પોતાના ધરમ
"વાસતે એ દરેમેહેર નવી બંધાવીછે મુકતાદના કામ
"કરવા સારૂ તથા આદરીઆન સાહેબ રોશન કરી
"રાખીઆછે એ દરેમેહેર તમામ ઇમારત પુરી થઈ
"સંવત ૧૮૯૦ ના વરખે વઈશાખ વદ ૧૨ વાર બુધે,
"રોજ ૭ માહ ૯ સને ૧૨૦૩ જસેતર દીનીછે ભરણી
"કરાસે ગણદેવી"

[4] એ દરેમેહર ઉપર તખ્તી મારેલી નથી, પણ તેના પરઠાયાનો દાહડોવાર ગોદાવરા પરગણાના આ૦ નાનાભાઈ ભીખાજીએ મેળવી આપેછે

[5] આ કુવાપર નીચલી તખ્તી મારેલીછે:—
"સંવત ૧૮૯૦ ના જેઠ સુદ ૧૦ વાર સોમે,
"તા૦ ૧૬ મી જુન સને ૧૮૩૪ અંગરેજીને તેરીખે એ
"કુવો સરવે આમ લોકોને વાપરવાને વાસતે વાડીઆ
"નવરોજજી જમશેદજીએ પોતાની માતાજી બીકીબાઈ
"તથા બેન કુવરબાઈની નામે બંધાવેઓછે સદી
"એ કુવો સુરતવાળા મોદી રૂસતમજી ખુરશેદજીની મારફતે
"બંધાઓછે."

દીકરા. એવાનું દેહરૂંના જગવિનાથી ઈમારત બાંધવાના લાકડાં મંગાવી તેનો મોટો વેપાર ચલાવતા હતા, તથા અંતરેની ગોદીમાં પણ લાકડાં પુરાં પાડતા હતા. "એ મરનાર એક મોટો માણસ હતો અને માયાળુ, સારા અક્કલનો અને રૂડી વર્તણુકનો એક પુરૂષ હતો."[१]

તા૦ ૨૫ મી સપટેમબર.

આએ વર્ષની ત્રિજીવારની અપરાધીઓની ઝાડણું કરનારી સેશનનું કામ આજ દીને સુપરીમ કોરટમાં ચીફ જસ્ટીસની હજુરમાં શરૂ થયું હતું. નીચલા પારસીઓ ગ્રાંડ જ્યુરીમાં બેઠા હતા—[२]

શેઠ ફરામજી કાવસજી બનાજી, દાદાભાઈ પેસતનજી વાડીઆ, ખરશેદજી રૂસતમજી વાડીઆ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, દાદીભાઈ ખરશેદજી અરદેસર દાદી, બહમનજી હોરમજજી વાડીઆ.

તા૦ ૧૬ મી અક્ટોબર.

મુંબઈની પારસી પંચાયતના ફંડનો તા૦ ૨૮ મી અક્ટોબર ૧૮૩૨ થકી તા૦ ૧૧ મી નવેમબર ૧૮૩૩ સુધીનો હીસાબ આજના "મુંબઈના સમાચાર" માં ટરસટીઓએ છપાવી પરગટ કર્યો છે. તેમાંથી જોવામાં આવે છે કે છેલ્લા હીસાબની બાકીના ૩૭૯૯૦૮॥૨૫ ઉપરાંત આએ આખા વર્ષમાં પંચાયતના ફંડ ખાતે ૨૧૩૫૭૧)॥॥ ની આવક થઈ હતી, અને ખરચ કુલ ૨૯૬૯૩)૧૩ થયો હતો, તે બાદ કરતાં વર્ષની આખરીએ ટરસટીઓના હસતકમાં સઘળા મળી ૨૭૯૮૨૬॥૧૧॥ બાકી હતા.

તા૦ ૩૦ મી અક્ટોબર.

આએ માસમાં મુંબઈના હિંદુ તથા પારસી વેપારીઓએ એકમતના થઈ અંતરે નગરોના હોકમથી કુતરા તથા ઢોરો મારીને તેનો બચાવ કરવાને પાંજરાપોળ સ્થાપી ત્યાં કુતરાં તથા બીજાં સર્વે જાતનાં ઢોરોને રાખી તેમની પરવરસી કરવાને ઠેરવ્યું હતું. તેના ખરચને માટે વેપારની જનસો ઉપર નીચે પ્રમાણે લવાજમ અથવા ધરમાઉ દસ્તુરી સઘળા વેપારીઓ પાસેથી લેવાને ઠેરવ્યું હતું—

રૂ ૧ડે ખાંડી એક ૩૦।
અફીણની દર પેટીએ ૨૦।
ખાંડ દર બોરીએ રાન ૨

શાકર દર તરે રામ ૧
હુંડી દર સે હકડે રામ ૦॥
મોતી દર સે હકડે રામ ૧

એ કામની પુંજીના ટરસટીઓ તરીકે શેઠ જમશેદજી જીજીભાઈ, બહમનજી હોરમજજી વાડીઆ, મોતીચંદ અમીચંદ, અને વખતચંદ ખુશાલચંદને ઠેરવ્યા હતા[३]

[१] મુંબઈના સમાચાર, તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૩૪.
[२] બોમ્બે કુરીઅર, તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૩૪.

[३] મુંબઈના સમાચાર, તા૦ ૨૦ મી અક્ટોબર ૧૮૩૪.

આ પાંજરાપોળ સ્થાપવા બાબેના સર્વે બંદોબસ્તનું એક લખત ગુજરાતી ભાષામાં તા૦ ૧૮ મી અક્ટોબર ૧૮૩૪ ને દીને અંતરેના સર્વે વેપારીઓએ કીધું હતું, અને તે પર ૪૦૧) હિંદુ તથા નીચલા ૪૮ પારસી વેપારીઓની સહીઓ હતી—

શેઠ કુવરજી હોરમજજી બાબા, કાવસજી પેસતનજી કાપડવાળા, ખરશેદજી અરદેસર દાદીશેઠ, ખરશેદજી માણેકજી સરાફ, નવરોજજી જમશેદજી વાડીઆ, નસરવાનજી પેસતનજી પારખની કુંપની, જમશેદજી જીજીભાઈના છોકરાઓની કુંપની, જાગીરજી નસરવાંનજી વાડીઆ, જીજીભાઈ દાદાભાઈ, જાગીરજી ખરશેદજી તારાચંદ, જમશેદજી હીરજીભાઈ સરાફ, દાદાભાઈ તથા મનચેરજી પેસતનજી વાડીઆ, દીનશાહ એદલજી ધનજી મેહતાના, દીનશાહ શાપુરજી શોખીદાર, દાદાભાઈ રૂસતમજી છબાના, દીનશાહ સોરાબજી પારેક, ધનજીભાઈ માણેકજી ઊમરીગર, પેસતનજી મેહરવાનજી તવાક, ફરામજી કાવસજી બનાજી, ફરદુનજી સોરાબજી પારખ, ફરદુનજી ભીખજી પાંડે, ફરામજી રતનજી મુસ, બહમનજી તથા અરદેસર હોરમજજી વાડીઆ, બેહરામજી હીરાજી ટોહના, મનચેરજી ફરદુનજી (વછરદાર) ની કુંપની, મેહરવાનજી નવરોજજી નારીએરવાળા, મનચેરજી એદલજી ધનજી મેહતાના, માણેકજી નસરવાનજી પીટી, મેહરવાનજી માણેકજી શાહ, એદલજી રૂસતમજી બાટલીવાળા દા૦ રતનજી, રતનજી દાદાભાઈ કોહના, રૂસતમજી બરજોરજી મોદી, વીકાજી મેહરજી, શાપુરજી કાવસજી, શાપુરજી નસરવાનજી, સોરાબજી મનચેરજી ઊનવાળા, શાપુરજી ઊકાજી, શાપુરજી સોરાબજી વાછા, હોરમજજી બહમનજી શેઠ, હોરમજજી ભીખાજી ચીનાઈ, હોરમજજી સોરાબજી લશકરી, હોરમજજી શાપુરજી લઠ્ઠા, હોરમજજી તથા જમશેદજી બનીવાળા, હોરમજજી ધનજીભાઈ પટેલ, હોરમજજી સોરાબજી, હોરમજજી માણેકજી બીલીમોરીઆના.

એ પ્રમાણે લખત કર્યા પછી એક પાંજરાપોળ મુંબઈ મધે કાવસજી પટેલના તલાવ આગળ બાંધ્યું, અને તે માટે કાવસજી પટેલના તલાવની પાસેની સર્વે જગો જે પટેલ ખાનદાનની એક સખીપી વખારે મુદતની મીલકત હતી તે ઊભા ટરસટીઓની તરફથી શેઠ મોતીચંદ અમીચંદે શેઠ રૂસતમજી કાવસજી પટેલ પાસેથી રૂ ૬૬૦૦૦) ની કીમતે વેચાતી લીધી હતી

એ પછી આ પાંજરાપોળને સર્વે હીસાબ ઈ૦ સ૦ ૧૮૩૭ નાં સાલથી શેઠ જમશેદજી જીજીભાઈના છોકરાઓની પેઢીપર રાખ્યામાં આવ્યો હતો, અને તેનો વહીવટ મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારો-

### તા૦ ૧ લી નવેમબર.

ઈરાનથી અતરે આવતા લાચાર જરથોસ્તીઓની ખબરગીરી કરવા તથા તેઓમાના લાયકોને મુસારો આપવા માટે મુંબઈના શેઠ બરજોરજી ફરામજી પાંડેએ અતરેના જરથોસ્તીઓમા એક ઉઘરાણાનુ લીસટ કીધું હતુ, તેમા ઘણાક જરથોસ્તીઓએ પોતાની ગુંજાશ માફક માસીક લવાજમો આપતો કીધો હતો. આ ફંડનો વહીવટ શેઠ બરજોરજીના ભાઈઓ તે અતરેના જાણીતા દુકાનદારો શેઠો પેસ્તનજી અને મેહેરવાનજી ફરામજી પાંડેએ હાનરરી શેક્રેટરીઓ તરીકે ચલાવવાને માથે લીધું હતુ.[1]

### તા૦ ૫ મી નવેમબર.

આએ વર્ષમા ઈંગ્રેજ તથા ચીનની સરકાર વચ્ચે વાંધા ઉઠવાથી ત્યાના વ્યાપાર વણજના બાબમા ઘણીક નુકશાની થવાની ધાસ્તી રાખવામા આવતી હતી, પણ તે વાંધાઓ પતી જવાથી સઘળી મુશ્કેલી દુર થઈ, અને વ્યાપારમા નુકશાન જવાની ધાસ્તી મટી ગઈ. આ ખુશાલી ઉપરથી ચીન કેંતાન ખાતે વસનારા પારસી વ્યાપારીઓએ તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૩૪ ને દીને પોતપોતામા એક લીસટ ઉભું કીધું, અને તેમા જે રકમ એકઠી થાએ તે મુંબઈમા કોઈ સારે ઠેકાણે વ્યાજે મુકી, અથવા કાઈ જાગીર ઈંવા બગીચો ખરીદ કરી તેની પેદાશમાથી ઉદવાડેના ગરીબ મોબેદો તથા બેહદીનોને દર વર્ષે સરખે ભાગે વેંહચી આપવાનો બંદોબસ્ત કરવાને ઠેરવ્યુ હતુ. વા વારૂ જે મુંબઈમા તથા સુરતમા આતશબેહેરામ પધરાયાથી ઉદવાડા ખાતે જરથોસ્તીઓનુ જવુ કમતર થવાથી ત્યાના લોકો ઘણી મુશ્કેલીમા આવી પડ્યા હતા. આ લીસટમાં ૮૦૨૯ ડાલર ભરાયા હતા.[2]

---

નેટની પોતાની જાતી દેખરેખ હેઠળ ચાલતો હતો એ પછી એ ફંડની પુંજીમાથી રૂ૩૩૧૦૦૦) ની સરકારી નોટ લઈ તેનુ એક કાએદાસરનુ "તરસટડીડ" મી૦ આકલેંડ વકીલની મારફતે તા૦ ૩૦ મી અકટોબર ૧૮૫૦ ને દીને કરાવ્યુ હતુ, અને તે નાણાનો કબજો અતરેની બીશીઅરશ રીમીંગટનની કુંપનીને હસતક રાખ્યો હતો, અને તેનો વહીવટ ચલાવવા માટે ૧૧ તરસટીઓ જેમા છ હિંદુ અને પાચ પારસીઓ (સર જમશેદજી જીજીભાઈ નાઈટ, શેઠો બહમનજી હોરમજજી વાડીઆ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, રૂસતમજી જમશેદજી જીજીભાઈ, ખરશેદજી ફરદુનજી પારખ) ને મુકરર કીધા હતા

૧ આ માટે શેઠો પેસ્તનજી અને મેહેરવાનજી ફરામજી પાંડેએ તા૦ ૧૦ મી મેએ ૧૮૩૫ ના મુંબઈના શમાચારમા જાહેર ખબર છપાવી કુલે જરથોસ્તીઓને ચેતવણી આપી હતી કે ઊગ્વા ફંડમાથી તેઓ અતરે આવતા સઘળા લાચાર ઈરાનીઓને મુસારો આપેછે, પણ કેટલાકો આળસાઈ કરી ચાકરી ધંધો કરતા નથી તેમને તેઓ તરફથી નાણુ નહી મળવાથી બાહેર માગતા ફરેછે, માટે કોઈબી જરથોસ્તીએ તેમને આપવુ નહિ, અને એઓ બધે ભાઈઓ આગળ તેમને મોકલાવવા એ પછી આ ફંડની પુંજીમા વધારો થવાથી તેનો વહીવટ કાએદાસર ચલાવવાનો બંદોબસ્ત કરવાને એ ફંડમા નાણા ભરનારાઓની એક સભા તા૦ ૧૦ મી આગસટ ૧૮૩૯ ને દીને મળી હતી, તેમા શેઠો ફરામજી ભીખાજી પાંડે, ફરામજી નશરવાનજી પટેલ, પેશતનજી રૂસતમજી મુલ્લા ફીરોજના, અને મનચેરજી ફરામજી કામાજીને એ પુંજીના તરસટીઓ તથા શેઠો પેશતનજી અને મેહેરવાનજી ફરામજી પાંડેને આગલની મારફ હાનરરી શેક્રેટરીઓ ઠેરવ્યા, અને તેમને કુલે અખતીઆર આપો જે તેમની નજરમાં દરૂસત લાગે તે પરમાણે એ પુંજીનો વહીવટ ચલાવવો એ પછી દશ વર્ષે એટલે તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૪૯ ને દીને નાણા ભરનારાઓની એક બીજી સભા મળી હતી, તેમા એ ખાતાનુ નામ "નાદારેસ ઈરાનીઓના ધરમખાતાનુ ફંડ" કરી રાખ્યુ, તથા એ પુંજીનુ એક "તરસટડીડ" કરવાને ઠેરવ્યુ, અને તે માટે તરસટીઓ તરીકે શેઠો ફરામજી નશરવાનજી પટેલ, પેશતનજી રૂસતમજી મુલ્લા ફીરોજના, મનચેરજી ફરામજી કામાજી, જમશેદજી પેશતનજી પાંડે, અને મેહેરવાનજી ફરામજી પાંડેને મુકરર કીધા હતા એઓમાથી મજકુર શેઠ પેશતનજી રૂસતમજી મુલ્લા ફીરોજના મરણ પામવાથી તેમની જગોપર તરસટીઓએ શેઠ રૂસતમજી રતનજી વાડીઆને ઠેરવી તા૦ ૨૭ મી આગસટ ૧૮૪૯ ને દીને અતરેની સુપરીમ કોરટના વકીલ મી૦ એચ આર બરનની મારફતે એક "તરસટડીડ" કીધુ હતુ

૨ આ લીસટ તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૩૪ ના મુંબઈના શમાચારમા છપાયુ છે, તેમાથી મુખ્ય રકમો નીચે ઊતારીછે—

ડાલર
૪૫૧) શેઠ ફરામજી મનચેરજી દીહુના
૪૫૧) શેઠ દાદાભાઈ રૂસતમજી બનાજી.
૪૫૧) શેઠ બરજોરજી ફરદુનજી પારખ
૪૦૧) શેઠ નાનાભાઈ ફરામજી કાવશજી બનાજી
૪૦૧) શેઠ બાપુજી વીકાજી મેહેરજી
૧૬૧) શેઠ માણેકજી રૂસતમજી બનાજી
૧૫૧) શેઠ બહમનજી માણેકજી ભંડારા
૧૦૧) શેઠ દોરાબજી હોરમજજી લશકરી
૧૦૧) શેઠ જમુજી નશરવાનજી
૭૫) શેઠ અરદેશર ફરદુનજી પાંડે
૫૧) ડાલર ભરનારાઓ
શેઠો રતનજી દાદાભાઈ દીહુના હા૦ બેહરામજી દાદાભાઈ દીહુના, પેશતનજી શાપુરજી પારખ હા૦ ખરશેદજી શાપુરજી પારખ, શોરાબજી રૂસતમજી વાડીઆ (સુરતના) તથા કાવશજી ધનજીભાઈ પાઊંવાલા, ધનજીભાઈ મનચેરજી પેતીગરા, બરજોરજી માણેકજી હા૦ જમશેદજી બરજોરજી, ખરશેદજી શાપુરજી બનાજી

તા૦ ૧૮ મી નવેમ્બર

હિંદીથી સુપ્રીમ કોરટમા પારસીઓને લગતા
ખાસનો ફેંસલો આજ દીને થયો હતો.
પરવારમી કરવા ૮ મરનાર પારસી ગ્રહસ્થની મીલકતના
માટે મુંબઈના રા" એ જેમ આએ દેશમા મરણ પામતા
જરથોસ્તીઓ મીલકતના એકઝેક્યુટરોને તેમની મેહનતના
તેમાં ઘણાંક હકડે પાંચ ટકા હકમાઈ મલેછે, તેમ પેના
માલીક રમીની મીલકતની વેહચણી કરતી વખતે પોતાની
વેડીવર થે સે હકડે પાચ ટકા લેખે તેની મીલકતમાથી લીધા
દુકાનદારો ઉપરથી પેના મરનાર પારસી ગ્રહસ્થના એક
પાડોસી હાના રતનજી ફરામજીએ મજકુર "એકઝેક્યુટરો"
લીધું હતું.[૨] - મેહરવાનજી અને બીજા) એ હકમાઈ

નેરની પોતાની સુપ્રીમ કોરટના "માસ્ટર ઈન ઈકવીટી"
પછી એ ૪૬ ઉઠાવો. જે વાવો તેણે (માસ્ટરે) બાહલ
નોટ લઈ તેનુ "એકઝેક્યુટરો" એ કોરટને આગલ
આપ્યાંક વકીલ ફેંમનો આજ દીને જ વે ન્યાએ ઠીમો
૧૮૫૦ ને દીને કેન, અને સર જાન આડરી) એ એનો
અતરેની મીથીઅરથી "એકઝેક્યુટર" થી એવી રીત
હતો, અને તેનો ક મરનારની મીલકતમાથી હકમાઈ લઈ
જેમા છ હિંદુ
જીજીભાઈ -
ખરશે
જીજ

તા૦ ૨૦ મી નવેમ્બર.

રોજ ૨૧ માહ ૨ (શે૦) ૧૨૦૪ યજદજરદી.

મરણ—શાપુરજી બીમજી ઉમરીગર[૨]—ઉમર વર્ષ ૩૯) શેઠ બીમજી ધનજી ઉમરીગરના ચોથા દીકરા એવણ પોતાના બાપની "બીમજી ધનજી" ને નામે મુંબઈમા તથા "શેરાબજી અને શાપુરજીની કુંપની" ને નામે મનગાર કોરતા તરફ કાનાનોર ખાતે ચાલતી વ્યાપારી પેહડીમા શામેલ હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૯ મા એવણના બાવા શેઠ બીમજીએ જઈફીને લીધે વ્યાપાર મુકી દીધાથી એવણે ઈ૦ સ૦ ૧૮૩૦ મા પોતાના સઘળા ભાઈઓ સાથે મળીને "દાદાભાઈ તથા દોરાબજીની કુંપની" ને નામે મલબાર કોસ્તાનો વ્યાપાર ચાલુ રાખ્યો, તેમજ ઈ૦ સ૦ ૧૮૩૨ મા "શાપુરજી બીમજીની કુંપની" ને નામે બીજી નગરી ખાતે એક દુકાન તથા વ્યાપારી પેહડી કાઢી હતી.

dit upon him for the diligence with which he has applied himself to his studies It is said that his father is making interest to get him admitted hereafter to Hayleybury College preparatory to his entering the Civil Service. If such be the case, the laudable ambition of this individual may be productive of singular changes in the Native character, as a single native once admitted, astonishing effects will appear as the result, not only in this country but also in England, and as the Charter forbids any exclusion from office on account of religions or caste or color, we see no fear of his failing, should he be only be fortunate enough to procure a nomination to a Writership by a Director "

[Bombay Gazette, 22nd November 1834]

તા૦ ૩ જી ડીસેમ્બર

આએ વર્ષની ચોથીવારની અપરાધીઓની છાંડણી કરનારી સેશનનુ કામ આજદીને શુપ્રીમ કોરટમા ચીફ જસ્ટીસ સર જાન આડરીની હજુરમા શરૂ થયુ હતું. નીચના પારસીઓ ગ્રાંડ જ્યુરીમા બેઠા હતા[૩]—

શેઠો જાંગીરજી ફરામજી કાવશજી, હોરમસજી બીખાજી ચીનાઈ, જમશેદજી જીજીભાઈ, જીજીભાઈ દાદાભાઈ, હોરમસજી બહમનજી શેઠ, જાંગીરજી નશરવાનજી વાડીઆ.

તા૦ ૧૬ મી ડીસેમ્બર.

રોજ ૧૭ માહ ૪ (ફ૦) ૧૨૦૪ યજદજરદી.

મરણ—કાવશજી બેહરામજી બનાજી[૪]—ઉમર વર્ષ ૯૦) શેઠ બેહરામજી બનાજી લીમજીના નાઘના દીકરા. એવણનો બાદ ઘણો મોટો હોવાથી "કાવશજી ગોધા" ને નામે ઓળખાતા હતા. પ્રથમમાં એવણ પોતાના બાપની "બનાજી લીમજી" નાં નામથી ચાલતી પેહડીના પોતાના ભાઈઓ તથા પિત્રાઈઓ સાથે ભાગમા હતા. તે પછી બાગમાઓમા વાંધો પડવાને લીધે પેહડીનું કામ ઈનસાફની અદાલતે ચઢયાથી એવણે ઈ૦ સ૦ ૧૮૦૦ ને આસરે પારસી બજાર સ્ટ્રીટમા ઈંગ્રેજી અસબાબની એક મોટી દુકાન કાઢી વ્યાપાર ચલાવવા માંડયો હતો. પાછલથી ઘણી જઈફીએ પોહચતાથી થોડાક વર્ષ એકાંત જીંદગી ગુજારી હતી. એવણના મરણ પછી એવણના પુનને માટે એવણના બે દીકરાઓ શેઠો ફરામજી તથા ખરશેદજી કાવશજી બનાજી, અને નબીરા શેઠ દાદાભાઈ રૂસ્તમજી બનાજીએ ગીરગામના રસ્તા ઉપર કરેલવાડી તરફ કદમી તરીકા મુજબ આતશબેહરામ બનાવી તે તા૦ ૧૩ મી ડીસેમ્બર ૧૮૪૫ ને દીને પરઠાવ્યા હતા.

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૯ મી નવેમ્બર ૧૮૩૪

૨ મરહુમ શેઠો ખરશેદજી તથા રૂસતમજી શાપુરજી ઊમરીગરના બાવા, તથા શેઠ જીવનભાઈ દોરાબજી ઊમરીગરના કાકા

૩ બોમ્બે કુરીઅર, તા૦ ૬ ઠી ડીસેમ્બર ૧૮૩૪

૪ મરહુમ શેઠો ફરામજી, નશરવાનજી, નવરોજજી, બેહરામજી, બીમજી, ખરશેદજી અને રૂસતમજી કાવશજી બનાજીના બાવા.

બીજાઓને અતરેની શુપરીમ કોરટમા આજ દીને ઉભા કીધા હતા. કોરટે વાદીની તરફેણમા ચુકાદો આપ્યો, અને તેને રૂ૧૦૦) દામીજના અપાવ્યા.[1]

તા૦ ૨૭ મી ફેબરવારી

રોજ ૧ માહ ૭ (કo) ૧૨૦૯ યજદજરદી.

**મરણ**—જમશેદજી શાપુરજી બનાજી—ઉમર વર્ષ ૪૯) એવણ ચીન મધે લાંબી મુદતના વસેલા હતા, અને તે તરફ મોહલો રોજગાર તથા આડતનુ કામ ચલાવતા હતા. એવણનુ મરણ મકાઉમા નીપજયુ હતુ.

તા૦ ૨૭ મી ફેબરવારી.

અતરેની મીસીઅરસ કારમઈકલ કુંપનીના એક ભાગયા રી૦ એનડરૂ કારકપુહારસન જે આપણા દેશીઓ સાથે ઘણો પરીચાઈ ગયલો હતો, તેને પોતાને વતન સીધારતી વેળાએ આજ દીને અતરેના મુખ્ય દેશી બ્યાપારીઓએ ૨૬૦ શહીનુ એક માનપત્ર આપ્યુ હતુ, જેપર નાખેલા પારસી બ્યાપારીઓની શહીઓ હતી[2]—

શેઠ ફરામજી કાવશજી બનાજી, ખરશેદજી રૂસતમજી વાડીઆ, ડાશાભાઈ જમશેદજી વાડીઆ, હોરમજજી ભીખાજી ચીનાઈ, માણેકજી લીમજી બનાજી, જીજીભાઈ દાદાભાઈ, દાદાભાઈ કાવશજી શાહેરના છોકરાઓ, જમાસપજી સોરાબજી લાલા, ફરદુનજી લીમજી પાંડે, ફરામજી પેશતનજી પાટક, કાવશજી જાહાંગીરજી રેડીમની, જાહાંગીરજી હીરજી રેડીમની, જાહાંગીરજી ખરશેદજી તારાચંદ, ફરામજી નશરવાનજી પટેલ, મેહરવાન એદલબખશ ઈરાની, ખરશેદજી અરદેસર દાદીશેઠ, હીરજી જાહાંગીરજી રેડીમની, અરદેસર ખરશેદજી દાદીશેઠ, પેશતનજી ખરશેદજી મોદી, નશરવાનજી અને ફરદુનજી ફરામજી ઢોડી, નાનાભાઈ ફરામજી કાવશજી, નશરવાનજી એદલજી પારખ, માણેકજી શાપુરજી પારખ, ફરામજી રતનજી મુસ, માણેકજી જમશેદજી મુલા, ખરશેદજી મનચેરજી મુસ, મનચેરજી ફરદુનજી વછાફદાર, રૂસતમજી મનચેરજી વછાફદાર, પેશતનજી મનચેરજી વછાફદાર, સોરાબજી ફરામજી મુસ, બહમનજી જમશેદજી મુલા, અરદેસર માણેકજી સુતા, મનચેરજી બરજોરજી મોદી, મેહરવાનજી હોરમજજી, ભીખાજી પેશતનજી મામા, જાહાંગીરજી ફરામજી કાવશજી, પેશતનજી ફરામજી કાવશજી, વીકાજી મેહરજી, બાપુજી વીકાજી, જાહાંગીરજી નશરવાનજી જશાવાલાની કુંપની, રૂસતમજી નશરવાનજીની કુંપની, જમશેદજી પેશતનજી પાંડે, અરદેસર લીમજી બનાજી, નશરવાનજી નવરોજજી, પેશતનજી અને મેહરવાનજી ફરામજી પાંડે, મેહરવાનજી જીવનજી ઢોડી, દાદીભાઈ લીમજી બનાજી, ખરશેદજી મેહરવાનજી પટેલ, સોરાબજી જાહાંગીરજી દાદીશેઠ, બહમનજી જીજીભાઈ, એદલજી નશરવાનજી, જમશેદજી નવરોજજી તવાક, પેશતનજી લીમજી બનાજી, દોરાબજી જમશેદજી સુકનાતવાલા, અરદેસર બેજનજી જમુજી, દીનશાહ સોરાબજી સરાફ, કાવશજી ડાશાભાઈ, જમશેદજી સોરાબજી, રતનજી દાદાભાઈ કોહના, અરદેસર હોરમજજી સતોક, પેશતનજી હોરમજજી સતોક, ડાશાભાઈ ફરામજી મામા, એદલજી ફરામજી (આનબલેસ) ની કુંપની, રતનજી મનચેરજી મુસ, કુવરજી હોરમજજી ભાભા, દાદાભાઈ રૂસતમજી પટેલ, નાનાભાઈ જમશેદજી ગાંધર, ફરામજી શાપુરજી, ડાશાભાઈ મેહરવાનજી વાડીઆ, એદલજી નવરોજજી, અરદેસર રતનજી વાડીઆ, સોરાબજી કાવશજી, જમશેદજી બેહરામજી, બરજોરજી કાવશજી, ડાશાભાઈ શાપુરજી, અરદેસર બેહરામજી લશકરી, બહમનજી ધનજીભાઈ, હોરમજજી દાદાભાઈ, પેશતનજી ડાશાભાઈ વાડીઆ, પીરોજશાહ બેજનજી, પેશતનજી હીરાજી, કાવશજી વીરજી, બરજોરજી એદલજી પોહચા, દોરાબજી જીવણજી મીશતરી, પેશતનજી કાવશજી શેઠના, નશરવાનજી ધનજીભાઈ, બેહરામજી અરદેસર, સોરાબજી દાદાભાઈ સતોક, બાપુજી હોરમજજી.

તા૦ ૯ મી મારચ.

આજ દીને શેઠ જમશેદજી જીજીભાઈએ પોતાના કોટ મધેના મોટા ઘરમા અતરેના નામદાર ગવરનર સર જે આર. કરનાક અને તેની બાનુને એક "બાલ" આપ્યો હતો. આ વેળાએ નામદાર ગવરનરના સઘળા રૂસાલા ઉપરાંત આફગાનીસતાનની લડાઈ જીતી આવેલો લારડ કીન, તેમજ સર થામસ મીનશાયર, સર હેનરી પાટીનજર, અને બીજા સઘળા મોટે વાગેના ઘ ગ્રેજો અને આફગાનીસતાનથી લડાઈ જીતી આવેલા ઘણાક સુરા સીપાહીઓ, વગેરે હાજર થયા હતા. મધરાત સુધી નાચરંગ ચલાવી તથા ખાણુ ખાઈ સર્વે પરોણાઓ શેઠ જમશેદજીનો ઉપકાર માની વદાય થયા હતા.[3] આ વેળાએ "બોમ્બે

[1] બોમ્બે કુરીઅર, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૪૦

[2] બોમ્બે ગેજેટ, તા૦ ૨૭ મારચ ૧૮૪૦.

[3] આ મેળાવરાની નોંધ લેતા એનો બીજે દાહડેના એટલે તા૦ ૧૦ મી મારચ ૧૮૪૦ ના "બોમ્બે કુરીઅર" માં નીચે પ્રમાણે લખેછે—

"We shall not attempt to describe the decorations of the mansion, but its moral effect" "This"—exclaimed a military gentleman—"is now a fairy palace, and its owner is a good friend, he is attached to our

ટાઈમસ" માં લખ્યા મુજબ મુંબઈ મી પેહેલવેહેલોજ એક આવાતરેહનો બનાવ બન્યો હતો, તે એકે શેઠ જમશેદજી-ની પોતાની બાનુ તથા ત્રણે વહુઓ (બાઈઓ રતનબાઈ, સુનાબાઈ અને બચુબાઈ) ની આગળ એક જુદા ઓર-ડામાં લેડી કરનાક, લેડી મેકમોહન, લાર્ડ કીન, સર થામસ વીલશાયર અને બીજા નામીચા ગ્રહસ્થો તથા બાનુ-ઓને વારાફરતી લઈ જઈ તેમની મોલાકાત કરાવી હતી.[૧]

તા૦ ૧૨ મી મારચ.

અતરે સ્થાપવામાં આવેલી નવી "મુંબઈ બેંક" ના ભાગીદારોની એક સભા આજ દીને મળી હતી તેમાં બેંકના ચારટર પ્રમાણે ભાગીદારો તરફના છ ડાએ-રેકટરોની નેમનુક છુપા મતોથી કરવામાં આવી હતી, જેમાં મત ગણતાં ૫ ઇંગ્રેજ અને ૧ પારસી (શેઠ ફરામ-જી કાવસજી બનાજી) ની તરફેણમાં વધારે મતો પડવાથી તેમને એ બેંકના પેહેલ પેહેલા ડાએરેકટરો ઠેરવ્યા હતા.[૨]

તા૦ ૧૨ મી મારચ.

આફગાનીસતાનની લડાઈ જીતી આવેલા સરદાર લફટનટ જનરલ લાર્ડ કીન, જી સી બી ને આજ દીને શેઠ જમશેદજી જીજીભાઈએ પોતાના માહલક્ષમીના બગનામાં એક ખાણું આપ્યું હતું. આ વેળાએ નામદાર ગવરનર, તેમજ કૌનસીલરો, સુપરીમ કોરટના જડજો, અને બીજા મોટે વાગેના ઇંગ્રેજો મળી ૭૦ પહે-રોણાઓ ખાણાની ટેબલ ઉપર બીરાજ્યા હતા. ખાણું ખાઈ રેહવા બાદ મરેશતા પ્રમાણેની રાજ્ય તરફની વફાદારીની સલામતીઓ લેવાયા પછી શેઠ જમશેદજીએ ઉભા થઈ એક નાધનું ભાષણ[૩] કરી લાર્ડ કીનની સલામતી લેવાડી હતી. જે ખુશાલીના પોકારો સાથે લેવાયા બાદ નામદાર ગવરનર સર જે. આર. કરનાકની, સર થામસ વીલશાયર અને બેનાત જીતી આવેલા બાહદુર સિપાહીઓની, બાનુઓ, સુપ્રીમ કોરટના જડજો, લશકર ખાતું, અને દરિયાઈ ખાતાની સલામતીઓ એક પછી એક એમ લેવાઈ હતી. એ પછી મી૦ શાફરડે ઉઠી મુંબઈના માજી ગવરનર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસટનની સલામતી ચાહી, તથા છેલ્લે મરહુમ ગવરનર સર રાબરટ ગ્રાંટની યાદગીરીમાં ધીમાપણાથી શરાબ લઈ મહેમાનો ખાણા પરથી ઉઠી શેઠ જમશેદજીનો ઉપકાર માની વદાય થયા હતા.[૪]

noble country—he is one of us. By British aid and British enterprize he has acquired a noble fortune.

"He gave this ball in honour of our British Queen; this may be the day on which Her Majesty is united to the husband of her choice; he gives it in compliment to the gallant soldiers, who now return from the conquest of Affghanistan; he gives it out of respect to the excellent Governor, who so fairly dispenses justice to all classes of British subjects in this Presidency; he gives in the name of the Lady who so kindly dispenses favours on all around, and he invites, to it British beauty to add grace and ornament to the meeting of all the dignified and respectable of this capital.

"This is freedom, this is British glory—this is our noblest privilege. Jamsetjee Jeejeebhoy is the personification of the respectable British Merchant. Genius, enterprize and integrity have raised him, and while we partake of his hospitality let us be just to the true source of all advantages, British freedom for him—for us—and for all our fellow subjects."

[*Bombay Courier, 10th March* 1840]

૧ "One remarkable peculiarity distinguished this party from any ever given in Bombay—probably in India, and deserves to be noted as a large stride towards the European state of society. During the evening the lady of Jamsetjee Jejeebhoy and her three daughters-in-law, Mrs. Cursetjee Jamsetjee, Mrs. Rustomjee Jamsetjee and Mrs. Sorabjee Jamsetjee, received visitors in one of the apartments. Lady Carnac, Lady MacMahon, Lord Keane, Sir Thomas Wilshire, and many other ladies and gentlemen were introduced in succession and conversed with these ladies, of whom two were of distinguished beauty, and all comported themselves with grace and dignified courtesy.

[*Bombay Times, 11th March* 1840]

૨ બોમ્બે કુરીઅર, તા૦ ૧૪ મી મારચ ૧૮૪૦.

૩ શેઠ જમશેદજી જીજીભાઈએ કરેલું આ નાનકું ભાષણ અતરે સદરહુ ઉતારી લઈએ છૈએ —

GENTLEMEN,

I am confident, I shall not call upon you in vain, when I ask you to fill a bumper to the health of my noble Guest Lord Keane. Though in doing so I did not feel myself qualified to follow him, through his long course of service to his sovereign, and his country, I have heard enough to be satisfied that his career was one of the great distinction before he came amongst us, and I see that he bears on his manly breast many a token of having shared in the glories of many a bloody field.

We know him here as the conqueror of Affghanistan, as the successful Bombay General, who has led our Army to triumph, who has secured for our Empire a frontier which renders us safe from foreign hostility—and who has opened by his successes, a new field for our merchants and an extension of our commerce. His sovereign has nobly rewarded his services, let us add our hearty cheers and congratulations. I have to thank him for the honor he has this day done me in accepting this entertainment as a tribute of my respect and admiration. That he may long live, on returning to his native land to enjoy his honors is my fervent prayer—and I trust when in his seat amongst the Peers of England that he will bear in mind the cause of India and by watching over the interests of its inhabitants, still add to our debt of gratitude.

[*Bombay Courier, 21st March* 1840]

૪ બોમ્બે કુરીઅર, તા૦ ૨૧ મી મારચ ૧૮૪૦.

કીમતે બાહેર પાડી હતી.[1] એ કેતાબ શેઠ જમશેદજી જીજીભાઈને અર્પણ કીધી હતી.

---

તા૦ ૧૮ મી આગશ્ટ.

રોજ ૨૬ માહ ૧૧ (શે૦) ૧૨૧૦ યજદજરદી.

**મરણ**—ફકીરજી બાઈજી[2]—ઉમર વર્ષ ૬૦) શેઠ બાઈજી હીરાજીના વડા દીકરા. એવણ "ફકીરા ઘોડા દલાલ" ના નામથી જણાયલા હતા. પ્રથમમા કોઈ લશ્કરી અમલદારને ત્યા કોચમેન તરીકે એવણ રહયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૧ થી ઘોડાની દલાલીનુ કામ શરૂ કીધું હતુ. તે ધધામા સારી માહીનગારી મલ્યાવી આર્બસ્થાનથી ઘોડા લાવનાર સઘળા આરબો એવણની મારફતે પોતાના ઘોડાઓ વેચાવવા લાગા, જેથી ઈ૦ સ૦ ૧૮૨૨ ના ડીસેમબર માસથી ચદનવાડીના રસ્તા પરનો મોટો તબેલો કે જે આજ લગણ "ફકીરાના તબેલા" ના નામથી એવણના વારેસો વાપરેછે ત્યા મોટા પાયાપર એવણ ઘોડાનો વ્યાપાર ચલાવવા લાગા હતા.

---

તા૦ ૧ લી સપટેમબર.

દસ્તૂર અસપદીઆરજી ફરામજી રબાડીએ રેવરંડ ડાકટર વીલસને વદીદાદ ઉપર કરેલી મુજાહેમતોના ૨૬ જવાબમા "હાદીએ ગોમરેહાન" નામની કેતાબ છપાવી પરગટ કીધી હતી.[3] આ કેતાબમા દસ્તૂર અસપદીઆરજીએ બતાવી આપ્યુ હતુ કે ડાકટર વીલસને પોતાના વદીદાદની શરેહના ભાષણમા જદ અવસતાને લગતા જે ફકરાઓ ટાકીઆછે તે જરથોસ્તી ધર્મ કે રેવાજને લગતી કોઈબી કેતાબોમાં મોજુદ નથી, માટે તે કેતાબો દેખાડવાની એ ડાકટરને દસ્તૂર અસપદીઆરજીએ "ચાલેજ" કીધી હતી.

---

૧ "શરીર શાનતી, અથવા તનદોરોશતીની પોથી ઇઆને માણસના શરીરને શાનતી એટલે જે તનદોરોશતીની આપનારી કેતાબ પુરવીણ વઈદની ગેરહાજરીએ હરેક માણશે પોતાના પરીવારમો અઊશડ કરવા થકી ડાકટર એલેકજાંડર ગીબશન શાહેબની મદદથી ફરદુનજી મોબેદ મરજબાનજીએ બનાવીછે શ્રી દમણ મધે કાવશજી ફરદુનજીએ છાપીછે, શને ૧૮૪૧ ઈશવી"

૨ એવણના બાવા શેઠ બાઈજી હીરાજી ઈ૦ સ૦ ૧૭૭૫ મા સુરતની પાસેના સુમાલી ગામમાથી અતરે આવ્યા હતા, અને પાલવાનાં બદર તરફ લશ્કરી છાવણીમા દુધ વેચવાનો ધધો કરતા હતા એ પછી પાલવેથી લશ્કરી છાવણી સરકારે કોલાબે કાઢી ત્યારે એવણ પણ પોતાની દુધની દુકાન ત્યા લઈ જઈ વસ્યા હતા

૩ "હાદીએ ગોમરેહાન, ઇઆને ગોમરાહ લોકોને રાહ બતાવનારી કેતાબ પાદરી વીલશનના વદીદાદ ઊપર કરેલા લેક્ચરના ૨૬ જવાબમો એ કેતાબ એ૦ અશપદીઆરજી ફરામજીએ બનાવીછે શ્રી મુમબઈ મધે શમાચાર છાપખાનામો છપાઈછે શને ૧૨૧૧ ઇઅજદેજરદી. શને ૧૮૪૧ ઈશવી"

એ રીતે રેવરંડ ડાકટર વીલસને જરથોસ્તી ધર્મ ઊપર મુજાહેમતો કરવાથી પારસીઓને તેઓના ધર્મ સબધી બાબદોની પોલ શોધો કરવાને ફરજ પડી હતી, અને એજ કારણને લીધે તારીખે જરથોશત, મોજેજાતે જરતોશતી, નેરંગહાએ કુલ મજશ, અને હાદીએ ગોમરેહાન, કેતાબો તરતજ એકબેકની પછવાડે નીકલી હતી, જેથી પરકોમવાલાઓની પણ ખાતરી થઇ હતી કે પારસીઓ પોતાના ધર્મનો પુરતો બચાવ કરવાને શક્તિવાનછે આ બાબે મજકૂર "હાદીએ ગોમરેહાન" ની ચોપડી વીશે લખતા અંતરેનુ "બોમ્બે ગેઝેટ" કે જે એક વખત મીશનરીઓનુ સઊથી મુખ્ય વજન્ત હતુ તે પણ નીચે પ્રમાણે લખેછે —

"Asfandiarjee Framjee in the course of his animadversion makes frequent complaint that Dr Wilson has quoted passages not to be found in any of the sacred Books of the Parsees, or even in their uncanonical works, and goes so far as to challenge the production of the books containing the passages quoted in the Doctor's lecture This certainly is fair for unless the passages cited can be authenticated and produced the religion of the Parsees will, in the minds of Europeans appear branded with certain unmerited inconsistencies and enormities, and greatly increase the prejudice of the Parsees to adhere to their own religion with more strictness The epithets applied by Asfandiarjee to Christ and by Dr Wilson to Zoroaster are by no means creditable to either of them as controversialists, and had both disputants made choice of the inductive instead of the synthetic mode of conducting the dispute it would have been better for the cause of truth and less marked with those expressions which necessarily offend the believer of any creed when degrading epithets are applied to the founder of his religion

It cannot be supposed that the Parsee is less sincere in his zeal or devoid of honesty in his professed attachment to Zoroaster than a Christian is to the faith of Christ, and consequently in examining the claims of a faith to credence or disbelief we should guard against mixing up with our enquiries any preconceived notions, entertained in the course of education and repell every attempt of prejudice to hinder or oppose our enquiries We are happy to find that the Parsees are coming forward to state contents of their Shastras and the opinions they themselves entertain respecting the doctrines of Zoroaster, and also to correct any misstatements European writers may have inadvertently or ignorantly made regarding the faith and practice of the Parsee religion, because with the march of enquiry there must be a corresponding diffusion of truth

[*Bombay Gazette*, 10th *September* 1841]

તા૦ ૫ મી સપટેમબર.

નવસારી ગામના જરથોસ્તીઓએ ઈ૦ સ૦ ૧૮૩૬ ના સાલથી પોતપોતામા બંદોબસ્ત કરી પોતાની પંચાતને લગતું, એક ફંડ ઉભું કીધુ હતુ તે ફંડનો સવંત ૧૮૯૭ ના શાલ સુધીનો હીસાબ કુલે જરથોસ્તીઓની જાણને માટે આજના "મુંબઈના સમાચાર" મા છપાવી પરગટ કર્યો હતો. એ હીસાબની સેરે ત્યાની અંજુમનના આગેવાનો જાહેર કરેછે કે એ ગામમા નવેબાલાસેરોનો મુસારો સેઠ બેહરામજી કાવસજી બનાજી દર શાલ મોકલેછે, તથા એજ સેઠ નવેબાલાસેરોને રેહવા માટે એક ઘર પેચાતુ લઈ ધર્મ ખાતે આપ્યુછે. વળી ત્યાની દરેસેહનો ખરચ સેઠ હોરમજજી ભીખાજી ચાનાઈ પુરો પાડેછે. એ ઉપરાંત તેઓએ જરથોસ્તી સાહેબોને અરજ કરીછે કે એ ગામમા દોખમા આગલ એક કુવો ખોદાવવાની તથા જરથોસ્તીઓને સર અવસરે વાપરવાની એક ધર્મશાલા બંધાવવાની અગતછે તે કોઈ સખી સાહેબોએ પુરી પાડવી. આ અરજ પત્રની હેઠળ સદેહ-રીની અંજુમનના નીચલા આગેવાન ગ્રહસ્થોની સહીઓછે,

સેઠ મનચેરજી નવરોજજી ભીખીગતનના દા૦ નવરોજવાનજી મનચેરજી, રતનજી કુવરજી દેસાઈના, બેહરામજી દાજીભાઈ, મેહતા ડોસાભાઈ હોરમસજી, મનચેરજી જીજીભાઈ ઉનવાલા દા૦ ખરશેદજી મનચેરજી, સોરાબજી નાપુરજી હોરમસજી સરદાર, હોરમસજી કુંવરજી, ખરશે-દજી નાનાભાઈ મોથી, રતનજી જમશેદજી, એદલજી બેહ-રામજી મુગરીઆ, બેહરામજી બરજોરજી (બેહલાબજીના).

તા૦ ૧૭ મી સપટેમબર.

રોજ ૧૯ માહ ૨ (કે૦) ૧૨૧૧ યજદજરદી.

મરણ—હોરમસજી કાવસજી સરાફ[1]—ઉમર વર્ષ ૩૮) સેઠ કાવસજી બહેમનજી સરાફના વડા દીકરા. એવણ પોતાના બાપની જગોએ અંગરેજી "સીવીલ પે આફીસ" મા વડા સરાફ હતા. ને એઓએ લગભગ ૨૦ વર્ષોસુધી એવણે સરકારની મનતીજ ભલી રીતે બજાવ્યો હતો.[2]

[1] સેઠ મેહરવાનજી હોરમસજી સરાફના બાવા તથા સેઠ કાવસજી મેહરવાનજી સરાફના બાવા

[2] એવણના મરણની નોધ લેતા તા૦ ૨૭ મી સપ-ટેમબર ૧૮૪૧ ના "બોમ્બે ગેઝેટ" મા લખેછે કે —

"He served in this situation (Head Shroff, Civil Pay Office) with zeal and ability for a period of nearly 20 years, where his Father had served for nearly 40 years with credit and respectability. He had the well merited esteem of his Employers"

તા૦ ૨૨ મી સપટેમબર.

રોજ ૨૯ માહ ૧૨ (કે૦) ૧૨૧૦ યજદજરદી.

મરણ—પાલણજી કાવસજી અડુગર[3]—ઉમર વર્ષ ૬૯) સુરતવાલા સેઠ કાવસજી વીરજી અડુગરના વડા દીકરા. એવણ સુરત મધે ફરંગી બ્યાપારીઓ સાથે કાપડ વગેરેનો રોજગાર તથા કેટલીક જાતની આડતો ચલાવતા હતા. સુરત મધે નાહનપરામા એવણે પોતાના મામા મરહુમ સેઠ કાવસજી રુસતમજી તમનાની નઈએતે એક મોટી ધર્મશાલા બંધાવી તે તા૦ ૨૬ મી જુલાઈ ૧૮૧૯ ને દીને તમામ જરથોસ્તીઓના વપરાસને માટે ખોલી મુકી હતી.

તા૦ ૨૯ મી સપટેમબર.

મુંબઈવાલા સેઠ જીજીભાઈ દાદાભાઈએ "શ્રી ભરૂચના જરથોશની ટોલાના છોકરાઓને અવસ્તા શીખવવાને સારૂ તે જગોના જરતોશતીઓના માગવાથી એક નીશાન" આજદીનથી તે તરફ પોતાને ખરચે કહડાવી હતી[4]

તા૦ ૧૭ મી અકટોબર.

બીલીમોરા ગામના જરથોસ્તીઓએ ઈ૦ સ૦ ૧૮૩૭ ના સાલથી પોતપોતામા બંદોબસ્ત કરી પોતાની પંચાતને લગતુ એક ફંડ ઉભુ કીધુ હતુ, તે ફંડનો સવંત ૧૮૯૭ ના શાલ સુધીનો હીસાબ કુલે જરથોસ્તીઓની

[3] સુરતના માજી કોટવાલ મરહુમ શેઠ બેજનજી પાલણજીના બાવા એવણના એક ભાઈ શેઠ નવરોજજી કાવસજી અડુગર ઈ૦ સ૦ ૧૮૧૦ મા થાએલા મોટા તોફાન વેલાએ સુરતથી વાહણમા સફર કરતા બીજા કેટલાક પારસીઓ જોડે દરીયામા ડુબી ગયા હતા એમના બાપ શેઠ કાવસજી વીરજી કોચીન તથા બટાવી તરફ સુરતથી બ્યાપારનો માલ લાવ લેજા કરતા હતા તેઓ બટાવીમાજ મરણ પામ્યા હતા તેમના એક ભાઈ શેઠ રતનજી વીરજી તે મુંબઈવાલા મરહુમ શેઠ હોરમસજી ટેહમુલજી અડુગરના બપાવા હતા એવોના બાપ વીરજી તથા કાકા બમારપજી નવરોજજી અડુગર પ્રથમમા સુરતની પાસેના "અડવા" બંદરના રેહવાની હતા એ અડવા ગામની હદ આગના વખતમા નાનપરા (હાલના) ના સઘલાઈ બાગના પુલ સુધી ગણાતી હતી તે પછી ઈ૦ સ૦ ૧૭૦૭—૮ ને આસરે સુરતનો બાહેરનો કોટ બંધાયા પછી ઊમરા ગામના પટેલ ખાનદાનના વડીલ શેઠ નાના-ભાઈ નસરવાનજી નામના હતા તેઓની એ બાગમા ઘણીક જમીન હોવાથી તેવણે ત્યા એક પરૂ વસાવ્યુ હતું, અને તેવણના નામ ઊપરથીજ આજ સુધી એ લતો "નાનપરા" ને નામે ઓળખાએછે

[4] મુંબઈના સમાચાર, તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૪૧

